સ્વ. જીવણભાઇ સ્મારક

# કબીર

મૂલ્ય સાડાત્રણ આના

સ્વ. જીવણભાઇ સ્મારક

# કબીર

અનુવાદક:
માધવ ભક્ત

મૂલ્ય સાડાત્રણ આના.

# સૂચી

## સૂચી

## સૂચી

## સૂચી

सूची

| વિષય | | | પૃષ્ઠ |
|---|---|---|---|

શ્રીમાન્ ક્ષિતીમોહનબાબુના મૂળ સંગ્રહ ઉપરથી આ કબીરનાં પદોનો અનુવાદ કરવામાં આવ્યો છે. એમાં ત્રૂટીઓ બહુ છે, તો પણ કબીર ઉપાસક ભક્તજનો એના સારતત્વને સમજવા અશકત નિવડશે નહિ. ગાંધીજીના આ નવીન યુગમાં કબીરનાં તત્વો જીવનવહેણમાં ઉપયોગી નીવડશે એમ અમારૂં માનવું હોવાથી આ પ્રયત્ન આદરેલો છે. યુવાન ભાઇબહેનો એની ઉપયોગીતા સ્વીકારે અને હંસ રૂપે લાભ ઉઠાવે.

માધવ ભક્ત

# કબીર

## કબીર-પરખ

૧

સબકા સાખી મેરા સાંઈ
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર ઈશ્વર લૌં;
ઓ અવ્યાકૃત નહિ.
પાંચ પચીસસે સુમતિ કરલે,
    યહ સબ જગ ભરમાયા;
અકાર, ઓંકાર, મકાર, માત્રા,
    ઈનસે પરે બતાયા.
જાગૃત સુપન સુષોપ્તિ તુરીયા,
    ઇનસેં ન્યારા હોઈ;
રાજસ તામસ સાત્વિક નિર્ગુન,
    ઈનસે આગે સોઈ.
સ્થુલ સુક્ષમ કારણ મહાકારણ,
    ઈન મિલ ભોગ બખાના;

વિશ્વ તેજસ પરાગ આત્મા,
ઇનમેં સાર ન જાના.
પરા, પસન્તી, મધ્યમા, વૈખરી,
ચૌબાની ના માની;
પાંચ કોષ નીચે કર દેખો,
ઇનમેં સાર ન જાની.

પાંચ જ્ઞાન ઔર પાંચ કર્મ હૈ,
યહ દસ ઇન્દ્રી જાનો;
ચિત્ત સોઈ અન્તઃકરણ બખાની,
ઇનમેં સાર ન માનો.

કૂરમસેસ, કિરકિલા, ધનંજય,
દેવદત્ત કહાં દેખો;
ચૌદહ ઈન્દ્રી ચૌદહ ઈન્દ્રા,
ઈનમેં અલખ ન પેખો.

તત્પદ ત્વમ્પદ ઔર અસીપદ,
વાચ લક્ષ પહિચાને;

જહદ્ લક્ષણા અજહદ કહતે,
અજહદ જહદ બખાને.
પ્રીતમ મિલે સત સૂર લખાવે,
સાર સૂર ચિત્ત ગાવે;

કહે કબીર સોઇ જનપૂરા,
ન્યારા મિલા કર ગાવે.

સૌનો સાક્ષી મારો સ્વામી. બ્રહ્મા, વિષ્ણુ, શંકર, પર્યંત કોઇ અન્યાકૃત નથી.

પાંચ તન્માત્રા અને પચીસ તત્વ, એ બધા તત્વવાદથી મનને મુક્ત કરો. એ તત્વવાદે સમસ્ત જગતને ભ્રાન્તિમાં નાંખી દીધું છે. તે અકાર, ઓંકાર, મકાર વગેરેથી અતિત છે. જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીય એ સઘળી અવસ્થાથી પણ તે પર છે. સાત્વિક, રાજસિક, તામસિક અને નિર્ગુણ એ બધી અવસ્થાથી એ અબાધિત છે—નિરાળો છે. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ એ બધા ભોગને વખાણે છે. વિશ્વ, તેજ, પરાગ, આત્મા એ પૈકી એકેમાં તેનો સાર પામી શકાતો નથી. પરા, પશ્યન્તી, મધ્યમા, વૈખરી એ ચારે વાણી તે માનતો નથી. પાંચ કોષને વિચારો તો પણ તેના સારને જાણી શકાતો નથી.

પાંચ કર્મ અને પાંચ જ્ઞાન ઇન્દ્રી એ દશ ઈન્દ્રી તથા અન્તઃકરણ અને મન એમાં પણ તેને પામી શકાય એમ નથી. કૂર્મશેષ, કિરકિલા, ધનંજય, દેવદત્ત, એ પાંચ પ્રાણમાંયે તે નથી. ચૌદ ઈન્દ્રી અને ચૌદ ઈન્દ્રીલક્ષ જ્ઞાન એ બધામાં પણ તે અલક્ષ્યને જોઈ શકાય એમ નથી.

'તત્' પદ 'ત્વમ્' પદ અને 'અસિ' પદ એને "ત્વમસિ" શબ્દોથી તે લક્ષ્ય વસ્તુને કહે છે.

જહદ્ લક્ષણા તે અજહદ અને અજહદ્ લક્ષણા તે જહદ્ કહી છૂટે છે. (જે શબ્દ વડે તેને પ્રકાશ કરવામાં આવે છે તે શબ્દના અર્થથી પણ તે જૂદત્ છે. તેમજ તે શબ્દના અર્થથી પણ તે જુદો છે.)

જ્યારે પ્રીયતમનાં દર્શન થશે ત્યારે સત્યનો સૂર બહાર નીકળશે. કબીર કહે છે કે "તેજ પરિપૂર્ણ છે કે જે બધાથી અલગ રહી તેને ગાઈ શકે છે.

૨

કોઇ હૈ રે હમારે ગામકો;
જાસે પરચા પુછોં ઠામકો.
બિન બાદલ બરખે અખન્ડ ધાર;
બિન બિજલી ચમકે અતિ અપાર.
શશિ ભાનૂ બિના જહાં હોવે પ્રકાશ;
સાર સૂર તહાં કિયો નિવાસ.
વૃક્ષ તહાં એક અતિ અનૂપ;
સાખા પત્ર ના છાંઈ ધૂપ.
બિન ફૂલન ભ્રમર કરે ગુંજાર;
ફૂલ લાગે તહાં નિરધાર.
ઉંચ નીચ નહિ જાતિ પાંતિ;
ત્રિગુન ન બ્યાપે સદા શાંતિ.
હર્ષ શોક નહિ રાગ દ્વેષ;
જરા મરણ નહિ બંધન મોક્ષ.

અખંડ પૂરી એક નગ્ર નામ;
જહાં વસે સાધુજન સહજ ધામ.

મરે ન જીવે આવે ન જાય;
કહે કબીર સત મિલે સમાય.

હમારા પ્ર શનો કોઈ શોધીયો છે જેને હું તે પ્રદેશની હકીકત પૂછવા માગું છું.

વાદળ વિના જ્યાં વર્ષાની અખન્ડ ધારા વરસે છે. વિજળી વિના જ્યાં પ્રકાશ ચમકારા કરે છે.

શશિ અને સૂર્ય વિના જ્યાં અજવાળું પડે છે. ત્યાં સત્ય નિવાસ કરે છે.

ત્યાં અતિશય સુંદર એક વૃક્ષ છે. તેને શાખા યે નથી તેમ પત્ર પણ નથી. તેમ છાયા અને તડકો પણ નથી.

વિના ફૂલે ત્યાં ભ્રમર ગુંજાર કરે છે. અને આધાર વિના ત્યાં ફલ આવે છે.

ત્યાં ઉચ, નીચ, જાતિ, પંક્તિ વગેરે ભેદ નથી. સદાની જ્યાં શાન્તિ છે, ત્યાં ત્રિગુણ પહોંચી શકે એમ નથી.

શોક, હર્ષ, રાગ, દ્વેષ, જરા, મરણ, બન્ધન અને મોક્ષ, વગેરે ત્યાં કાંઇ નથી. અખન્ડપૂરી નામે તે નગરનું નામ છે. ત્યાં સાધુજન વાસ કરે છે તેઓને માટે તે ધામ સહજ છે.

ત્યાં જીવન અને મૃત્યુ નથી. ત્યાં જવા આવવાનું નથી. કબીર કહે છે કે "સત્યને જે પામે છે તે એક તે જગ્યાએ પૂર્ણ ભાવે પ્રવેશ કરી શકે છે."

## ૩

આઉંગા ન જાઉંગા મરૂંગા ન જીઉંગા;
સાંઇકે સાથ અમીરસ પીઉંગા.

કોઇ જાવે મકકે કોઇ જાવે કાશી;
દોઉકે ગલબિચ પડ ગઈ ફાંસી.

કોઇ પુંજે મડિયા કોઈ પુંજે ગોરા;
દોઇકી મતિયા હર લઈ ચોરા.

કહત કબીર સુનો નર સોઈ;
ન કોનો હમારા ન પર મેરે કોઇ.

આવવું અને જવું નથી, મરવું અને જીવવું નથી. સ્વામી સાથે અમીરસ પીવો છે. કોઈ મકકા જાય છે, કોઈ કાશી જાય છે. બન્નેના ગળામાં ફાંસી પડી છે. કોઈ વેદિની પૂજા કરે છે અને કોઈ સમાધિની પૂજા કરે છે. બન્નેની મતિને ચોર ચોરી ગયા છે. કબીર કહે છે કે "હે નર સાંભળ, મારૂં પોતાનું કંઈ નથી અને મારાથી જુદું કોઈ નથી."

૪

જ્ઞાન અમર પદ બાહિરે;
નિયરેતે હૈ દૂરી.
જો જાને તેહી નિકટ હૈ;
વા તો રહ્યો સકલ ઘટ પૂરી.
જ્ઞાન અમર પદ ન્યારેહિ;
સબ ઘટમેં દરશાય.
જાને તાકે નિકટ હૈ;
ના તો રહા આકાશવત્ છાય.

હે બધિર ! અમરપદ–જ્ઞાન નિકટયે છે અને અતિ દૂર પણ છે. જાણવાની ઇચ્છા કરે છે તેની પાસે છે. સર્વ જગ્યાએ સચરાચર ભરાએલું છે.

સર્વ જગ્યાએ અમરપદ–જ્ઞાન હોવા છતાં તે અતિ દૂર છે. જે જાણવાની ઇચ્છા કરે છે તેની તે પાસે છે. સમસ્ત આકાશમાં તે છવાઈ રહેલું છે.

૫

હિન્દુ તુર્કહિ મિલિકે
માનહુ વચન હમાર;
આદિ અંત ઔર યુગ યુગ
દેખહુ દ્રષ્ટિ પ્રસાર.

હિન્દુ અને મુસલમાન સૌ કોઈ અમારૂં એક વચન માનો તો સારૂં. તમો આદિ અંત અને યુગ યુગ તરફ દ્રષ્ટિ લંબાવી સત્ય શું છે તેનો વિચાર કરી લ્યો.

૬

તન રાતા મન જાત હૈ,
મન રાતા તન જાય;
તન મન એકૈ હોય રહે,
તબ હંસા કબીર કહાય.

શરીર સંસારમાં રત હોવાથી મન ચલાયમાન થાય છે. અને મન સંસારમાં લોભાયમાન હોય તો શરીર તે તરફ ખેંચાય છે. જે સાધકનાં શરીર અને મન એક થઇને રહે છે તેજ મહાન છે.

૭

અનજાનેકો સ્વર્ગ નરક હૈ,
હરિ જાને કો નાહિં;
જેહી ડરસે ભવ લોક ડરતુ હૈ,
સો ડર હમરે નહિ.
પાપ પૂણ્યકી શંકા નાહિ,
સ્વર્ગ નરક નહિં જાઈ;
કહહિં કબીર સૂનો હો સંતો,
જહાંકા તહાં સમાઇ.

જે અજાણુ છે તે સ્વર્ગ અને નરકને માને છે. જે હરિને જાણે છે તેની પાસે સ્વર્ગ નરક નથી.

સંસારમાં માણુસો જે ભયથી ડરે છે તે ભય મને નથી.

પાપ પૂણ્યની હું શંકા કરતો નથી, સ્વર્ગ અને નરકમાં જવાનું હોતું જ નથી. હે સાધુજન! સાંભળ, સૌ જ્યાંના ત્યાં સમાવાનાં છે.

## ૮

પંડિત દેખહુ હૃદય વિચારી;
કો પુરુષા કો નારી.
સહજ સમાંના ઘટ ઘટ બોલે;
વા કો ચરિત અનૂપા.

વા કો નામ કહા કહિ લીજે;
ના વાકે વરણુન રુપા.
તેં મેં કયા કરસિ નર બૌરે;
કયા તેરા કયા મેરા.
રામ ખુદા શિવ શકિત એકે;
કહું ધૌ કોન નિહારા.
વેદ, પુરાન, કિતાબ, કુરાના;
નાના ભાતિ બખાના.

હિન્દુ તુર્ક જૈની ઔર યોગી;
યે કુલ કાહુ ન જાના.
છય દરશનમેં જો પરવાના;
તાસુ નામ મન માના.
કહ હિં કબીર હમહીં પૈ બૌરે;
યે સબ ખલક સયાના.

હે પન્ડિત, હૃદયથી વિચારીને જો કે કોણ પુરૂષ છે અને કોણ નારી છે.

તે ઘટઘટમાં વ્યાપ્ત થઇને બોલી રહ્યો છે. તેનું ચરિત્ર અનુપમ છે, તેને રૂપ, રંગ અને વર્ણ નથી તો પછી તેનું નામ શી રીતે લેશો? તું, હું એવો ખાલી બકબકાટ કરે છે, હે પાગલ તારૂં અને મારૂં અહિં શું છે? રામ, ખુદા, શિવ, શકિત સૌ એકજ છે. તેની કરૂણાનું વર્ણન થઈ શકે એમ નથી. વેદ, પુરાણ, પુસ્તકો અને કુરાન વિવિધ રીતે તેનું વર્ણન કરે છે. હિન્દુ, મુસલમાન, જૈન, યોગી કોઈ એનું રહસ્ય સમજી શકયું નથી.

છ દરશનમાં જે આજ્ઞા આપી, તે નામમાં મન માન્યું છે. કબીર કહે છે કે "મને સમસ્ત સંસાર પાગલ જેવો લાગે છે. અને ખૂબ શાણો પણ દેખાય છે."

૯

બુઝ બુઝ પન્ડિત પદ નિર્વાણું;
સાંજ પડે કહાં બસે ભાન.

ઉંચ નીચ પર્વત ઢેલા ના ઈંટ;
બિનુ ગાયન તહાં ઉઠે ગીત.

ચાહ ન પ્યાસ મન્દિર નહિં જહાં;
સહસ્રો ધેનૂ દૂહાવે તહાં.
નિત અમાવસ નિત સંક્રાંત;
નિત નિત નવગ્રહ બૈઠે પાંત.

મેં તોહિ પુછો પન્ડિત જના;
હ્રદયા ગ્રહણુ લાગુ કહિ ખના.

કહહિં કબીર ઈતનો નહિ જાન;
કૌન શબ્દ ગુરૂ લાગા કાન.

હે પન્ડિત! આ નિર્વાણુ પદને સમજી લે. સાંજ પડયા પછી સૂર્ય ક્યાં વાસ કરે છે? ઉચ, નીચ, ટેકરા, પર્વત, ઈંટ ત્યાં નથી. વગર ગાયને ત્યાં સંગીત ચાલી રહે છે. જ્યાં મન્દિર નથી, આકાંક્ષા અને પિપાસા નથી, ત્યાં હજારો હજાર ધેનુનું દોહન ચાલી રહ્યું છે. ત્યાં નિત્ય પૂર્ણિંમા અને અમાસ છે. ત્યાં હંમેશાં નવગ્રહ પંક્તિબંધ બેસે છે. હે પન્ડિત હું

કબીર

તને પૂછું છું કે હૃદયને ગ્રહણ ક્યારે લાગે છે? કબીર કહે છે કે "જો તું એટલું પણ ન જાણતો હોય તો, ગુરૂનો કયો શબ્દ તારા કાનમાં પડયો છે?"

## ૧૦

બુઝ બુઝ પન્ડિત મન ચિત્તલાય;
 કબહિં ભરલિ વહૈ કબહિં સુખાય.
ખન ઉબૈ ખનડૂબે ખન ઔગાહ;
 રતન ન મિલે પાવ નહિ થાહ.
પોહકર નાહિં બાંધા તહાં ઘાટ;
 પૂરઇન નહિં કમલ મંહ બાટ.
કહહીં કબીર યહ મનકા ધોખા;
 બૈઠા રહે ચલા ચહૈ ચોખ.

હે પન્ડિત મન અને ચિત્ત એકાગ્ર કરીને સમજ. કોઇ વખત ભરાયને વહે છે, તો કોઇ વખત સુકાય જાય છે. કોઈ વખત ઉપર આવે છે કોઈ વખત ડૂબે છે અને કોઇ વખત અંદર ચાલી જાય છે. છતાંયે રતન મળતું નથી તેમ તળીયે પણ પહોંચાતું નથી.

જ્યાં તળાવ નથી ત્યાં ઘાટ બાંધ્યો છે. જ્યાં કમલવન નથી ત્યાં કમળ શોધી રહયો છે. કબીર કહે છે કે "એ તો મનનો ધોખો છે. જોવા ઈચ્છા હોય તો બેસી એકાગ્ર થા.

## કબીર–ઉપદેશ

૧

ઉનસે કર મેલ ગંવારા;
કા સોચત વારંવારા.

જબ પાર ઉતરના ચહિયે;
તબ ખેવટસે મેલ રહિયે.

જબ દર્શન દેખા ચહિયે;
તબ દર્પન માંજત રહિયે.

જબ દર્પન લાગત કાઈ;
તબ દર્શન કહાંતે પાઈ.

અરે ગમાર વારે વારે શોચ શું કરે છે? તેની સાથે મેળ કરી લે. જ્યારે પાર ઉતરવું છે તો નાવીક સાથે મળતા રહેવું જોઈએ.

જો દર્શનનો લાભ પામવો હોય તો દર્પણને સાફ રાખવું જોઇએ. દર્પણને જો મેલ ચઢશે તો દર્શન કેવી રીતે થઈ શકશે?

૨

મધ્ય આકાશ આપ જહાં બેઠે;
જોત શબ્દ ઉજીયારા હો.
સેત સરુપ રાગ જહાં ફૂલે;
સાંઇ કરત વિહારા હો.
કોટિન સૂર ચંદ છીપે જહાં;
એક રોમ ઉજીયારા હો.
વહિ પાર એક નગર વસત હે;
વરસત અમૃત ધારા હો.
કહે કબીર સૂનો ધર્મદાસા;
લક્ષો પૂરૂષ દરબારા હો.

મધ્ય ગગનમાં જ્યાં આત્મા વાસ કરી રહ્યો છે ત્યાં જ્યોતિર્મય શબ્દથી પ્રકાશ પડી રહ્યો છે. ચાંદની જેવો રાગ જ્યાં પ્રસ્ફૂટિત થાય છે ત્યાં સ્વામી વિહાર કરે છે.

તેના એક રોમ જેટલા પ્રકાશથી કોટી સૂર્ય અને ચંદ્ર દબાય જાય છે. તેની પાર એક નગર વસેલું છે ત્યાં અમૃતધારા વરસે છે. કબીર કહે "ધર્મદાસ સાહેબના દરબાર તરફ લક્ષ કરો."

૩

કર ગુજરાન ગરીબીસે;
મગરૂબી કિસ પર કરતા હૈ.
ગંદી કાયા દેખ ભૂલાયા;
ડીનનસેં કયોં ડરતા હૈ.
રહે જલાલી કરત હલાલી;
કયોં દોજખ આગી જલતા હૈ.
તજ અભિમાના સીખો ગ્નાના;
સત્‌ગુરૂ સંગત તરતા હૈ.
કહે કબીર કોઇ વિરલા હંસા;
જીવત, હી જો મરતા હૈ,

ગરીબાઇમાં ગુજરાન કરો. હે મૂઢ ! શા માટ મગરૂબી કરે છે ? એ શરીર જોઇને તેને ભૂલી ગયો છે ! ગરીબાઈથી તું શા માટે ડરે છે, તું પોતે વૈભવમાં મગ્ન રહીને નરકનો અગ્નિ કેમ પ્રગટ કરે છે ? અભિમાન તજી દઇ જ્ઞાન પ્રાપ્ત કરો, અને સત્‌ગુરૂનો આશરો લઈ એ સંસાર સમુદ્રને પાર કરો. કબીર કહે છે કે "વીરલો તેજ છે કે જે આ જીવનમાં જ મૃત્યુને પામે છે."

૪

પરમાતમ ગુરૂ નિકટ વિરાજે;
જાગ જાગ મન મેરે.

કબીર

ધાયકે પ્રીતમ ચરનન લાગે;
સાંઈ ખડા શિર તેરે.
જુગન જુગન તોહિ સોવત વીતા;
અજહુના જાગ સબેરે.

પરમાત્મા પરમગુરૂ સદા પાસે વિરાજમાન છે. હે! મન, તું જાગૃત થા. દોડીને તું પ્રિયતમના ચરણુમાં પડ, તારો સ્વામી તારી પાસે જ ઉભો છે. યુગ યુગ તેં ઉંઘમાં ગુમાવ્યાં છે. હવે પ્રભાત થયું છે તો પણ તું જાગશે નહિ?

૫

કહત પ્રાણ સુન કાયા મેરી;
મોર તોર સંગ ન હોઇ.
તોહી અસ મિત્ર બહુત હમ પાયા;
સંગ ન લીના કોઇ.

પ્રાણ, શરીરને કહે છે કે તારા જેવી તો અનેકાઅનેક કાયા જોઈ છે. તારા જેવા મિત્ર ઘણીવાર મળ્યા છે પરન્તુ કોઇને મેં સાથે લીધા નથી!

૬

ચલના હે દૂર મુસાફિર,,
કાહે સોવેરે;

ચેત અચેત નર સોચ બાવરે,
બહુત નીંદ મત સોવેરે.

નદીયા ગહરી નાવ પુરાણી,
કીસ વિધિ પાર તૂ હોવેરે.

કહે કબીર સુનો ભાઇ સાધો,
બ્યાજકે ધોખે મુલ મત ખોવેરે.

હે! મુસાફર તારે બહુ દૂર જવાનું છે. સુઈ કેમ રહયો છો? તું ઉંઘે છે શું? જાગૃત થા અને ચિન્તા કરીને વિચાર. તારી ઘોર નિદ્રા દૂર કર.

નદી ગંભીર છે, તારી નૌકા બહુ જુની છે. કેવી રીતે તું પાર ઉતરશે? કબીર કહે છે "વ્યાજના લોભમાં મૂળ ધન ગુમાવતો નહિ!"

૭

મન તું પાર ઉતર કહાં જૈહો,
આગે પંથી પંથ ન કોઇ
કૂચ મુકામ ન પેહૌ.
નહિ તહાં નીર નાવ નહિં ખેવટ,
ના ગુણ ખેંચન હારા;
ધરણી ગગન કલ્પ કછુ નહિ,
ના કછુ બાર ન પારા.

નહિં તન નહિ મન નહિ અપનપૌ,
સુનમે સુદ્ધ ન પેહો:
બળવાન હોય પેઠો ઘટમેં,
વાહીં ઠૌરે હોઇહો.

બારહી બાર વિચાર દેખ મન,
અંત કહૂં મત જૈ હૌ;
કહે કબીર સબ છાંડી કલ્પના,
જ્યોં કા ત્યોં ઠહરે હૌ.

હે મન, તું પાર ઉતરીને ક્યાં પહોંચવા ચાહે છે ? સામે કોઈ પથિક પણ નથી, તેમ માર્ગ પણ નથી, ત્યાં કોઈ પ્રગતિ કે સ્થિતિયે નથી. ત્યાં પાણી, નાવ કે નાવિક પણ નથી, જ્યાં ગુણ કે ગુણી પણ નથી. ધરણી, ગગન, કલ્પ વગેરે કાંઈ ત્યાં નથી. તે જગ્યાએ કુલ, કે પાર પણ નથી, ત્યાં શરીર, કે મન પણ નથી, તો પછી આત્માની પિપાસાની શાન્તિ ત્યાં ક્યાં મળી શકશે. તે શુન્યમાં તું કાંઇ પામી શકવાનો નથી.

બળવાન થઇને ઘટમાં પ્રવેશ કર કે જ્યાં પ્રતિષ્ઠા પામી શકશે. બાર બાર વિચાર કરીને મન તું જોઈ લે. બીજે કોઈ સ્થાને જઇશ નહિ. કબીર કહે છે. "બધી કલ્પના છોડીને જેમ છે તેમ પ્રતિષ્ઠિત થઇને રહે.

૮

હંસા કહો પુરાતન બાત,
કોન દેશસે આયા હંસા
ઉતરના કૌન ઘાટ;
કહાં હંસા વિશ્રામ કિયે હે,
કહાં લગાયે આસ.
અબહી હંસા ચેત સબેરા,
ચલો હમારે સાથ;
સંસય શોક વહાં નહિ વ્યાપે,
નહિ કાલ કે ત્રાસ.
વહાં મદન વન ફૂલ રહે હે,
આવે સોહં વાસ;
મન ભ્રમર જહાં અરૂઝ રહે હે,
સુખકી ના અભિલાષ.

હે હંસ! પૂર્વની વાત કહો. કયા પ્રદેશમાંથી તું આવ્યો છે? કયો ઘાટ ઉતરવો છે? કયાં વિશ્રામ કર્યો છે? અને શું આશા બાંધી બેઠો છે?

હે હંસ! પ્રભાત થયું છે, હમારી સાથે ચાલ, સંશય શોક વગેરે ત્યાં હોતાં નથી, ત્યાં કાળનો ત્રાસ નથી. વસન્ત ત્યાં ફૂલી રહી છે.

"તેજ હું" એવી સુવાસ જ્યાં આવી રહી છે મન ભ્રમર ત્યાં આસક્ત થઈ રહયો છે—સુખની આશા ત્યાં નથી.

૯

બ્રહ્માંડ કે પાર વહ પતિ સુન્દર હૈ,
અબસે ભૂલ જીન જાવે;
કહે કબીર સુનો ભાઈ સાધો,
ફીર ન લગે અસ દાવ.

બ્રહ્માન્ડની પાર તે પરમ સુન્દર સ્વામી બિરાજી રહ્યો છે. અત્યારથી એને ભૂલશો નહિ. કબીર કહે "સાંભળો ભાઈ, આવો સુયોગ ફરી આવશે નહિ."

૧૦

ઘટ ઘટમેં વાહ સાંઈ રમતા,
કટુક વચન મત બોલરે;
ધન જોબનકો ગર્વ ન કીજે,
ઝુઠો પંચ રંગ ચોલરે.

ઘટઘટમેં તે પરમ સ્વામી આનંદ કરી રહ્યો છે, કોઈને કટુ વચન કહેશો નહિ. ધન, જોબનનો ગર્વ ન કરશો. આ શરીર એ પચરંગી મિથ્યા ઘોકડું છે.



## કબીર-સાધના

### ૧

મન તું થકત થકત થક જાઇ;
બિન થાકે તેરો કાજ ન સરિ હૈ;
ફિર પાછે પસ્તાઇ.
જબલગ તોકર જીવ રહત હૈ,
તબલગ પરદા ભાઇ;
ટૂટ જાય ઓટ જનમ મરણકી,
રસક રહે ઠહરાઈ.
જાકે પરે ઔર કછૂ નહિ,
યહ મત સબસે પૂરા;
કહે કબીર મોર મન ચંચલ,
હો રહ જૈસે ધૂરા.

હે મન, તું મહેનત કરતાં કરતાં એકદમ થાકી જશે. વગર પરિશ્રમે તારૂં કાજ સરે એમ નથી,

એક દિવસ અંતમાં તારે દુઃખીત થવું પડશે. જ્યાં સુધી જીવ પોતામાં મમત્વ રાખે છે ત્યાં સુધી પરદો રહે છે. જ્યારે જન્મ મરણનો પડદો તૂટી જાય છે, ત્યારે પરમ આનંદ અંતરમાં સ્થિર થાય છે.

જેના પછી બીજું કાંઈ નથી, તેજ પરિપૂર્ણ વસ્તુ છે. કબીર કહે છે કે "ચંચલ મનને મારીને અચલ થઇને રહેવું જોઈએ."

૨

પ્રીત ઉસીસે કીજીયે,
જો ઓર નિભાવે;
બિના પ્રીતકે મનૂવા,
કહિં ઠૌર ન પાવે.

નામ સ્નેહ જબ મિલે,
તબહી સચ પાવે;
અજર અમર ઘર લે ચલે;
ભવ જલ નહિ આવે.

જ્યોં પાની દરિયાવ કા,
દૂજા ન કહાવે;
હિલમિલ એકી હો રહે,
સતગુરૂ સમૂઝાવે;

દાસ કબીર વિચારકે,
કહિ કહિ બતલાવે;
આયા મિટે સાહેબ મિલે,
તબ વહ ઘર પાવે.

જે તમને પાર ઉતારે તેની સાથે પ્રીત કરો. પ્રેમ વગર મનુષ્ય કોઈપણ જગ્યાએ સ્થિર થઈ શકે એમ નથી. નામમાં જ્યારે પ્રીત બંધાય છે ત્યારે જ તે સત્યને પ્રાપ્ત કરી શકે છે. તેજ પ્રેમ અજર અમર સ્થાને લઈ જાય છે. પછી આ ભવસંસારમાં આવવાનું રહેતું નથી. નદીનું પાણી નદીથી જુદું થઈ શકતું નથી. તેમ સત્‌ગુરુના જ્ઞાને કરીને હૃદય હૃદયથી એક થઇ શકે છે. દાસ કબીર સમજી અને સાંભળીને વારે વારે કહે છે કે "અહંભાવ જ્યારે મટે છે ત્યારે સ્વામી મળે છે, અને ત્યારે જ તે અમર, અજર સ્થાનને પામી શકાય છે."

૩

ધૂબિયા જલ બિચ મરત પિયાસા,
જલમેં ઠહર પિયે ના મુરખ;
અચ્છા જલ હે ખાસા.
અપને ઘટકે મરમ ન જાને,
કરે કૌન જલકે આસા.
ક્ષણમેં ઘોબિયા રોવે ધોવે,
ક્ષણમેં હોય ઉદાસા;

સચ્ચા સાબૂન લેય ન મૂરખ,
હે સંતન કે પાસા.
દાગ પૂરાણા છૂટત નાહિ;
ધોવત બારહ માસા.
કહે કબીર સુનો ભાઇ સાધુ,
આછત અન્ન ઉપાસા.

ધોબો જલમાં હરનીશ રહેવા છતાં તરસે મરે છે. પાણીમાં આખો વખત ઉભો હોવા છતાં અને નિર્મળ પાણી હોવા છતાં એ મુરખ જલ પી શકતો નથી. તે પોતાના અંતરનો મરમ જાણતો નથી. તે બીજા કયા જલની કામના કરતો હશે? ક્ષણમાં તે ધુએ છે, ક્ષણમાં તે રડે છે અને ક્ષણમાં ઉદાસ રહે છે. સાધક પાસે સત્યરૂપી સાબુ હોવા છતાં મુરખ તે લેતો નથી. બારે માસ ભાગ્યહિન ધો ધો કરે છે છતાં તે પૂર્વના ડાગ (સંસ્કાર) ધોઈ શકતો નથી. કબીર કહે છે, "સુનો ભાઈ, અન્ન હોવા છતાં હતભાગી ઉપવાસે મરે છે."

૪

સબ બાતનમેં ચતુર હે
સુમિરણુ મેં કાચા,
સાર સતકો છાંડકે,
અસત સંગ રાચા.

જ્યોં જ્યોં નચાવે કામના;
ત્યોં ત્યોં હિ નાચ્યા;
કહે કબીર હરિ જબ મિલે,
હરિ જન હો સાચા.

બધી વાતમાં ચતુર કહેવડાવે છે, અને હરિ-સ્મરણમાં નબળાઈ બતાવે છે. સાર સત્યને છોડીને અસત્યના સંગમાં રચ્યો રહે છે. જેમ જેમ કામના નચાવી રહી છે તેમ તેમ નાચી રહ્યો છે. કબીર કહે છે "જ્યારે હરિ મળે ત્યારે જ હરિજન સાચા કહેવાય છે."

૫

ઘર ઘર દિપક બરૈ,
લખે નહિ અંધ હૈ;
લખત લખત લખી પરે,
કટૈ જમ ફન્દ હૈ.
કહન સુનન કછૂ નહિ,
નહિં કછૂ કરણ હૈ;
જીતે હી મરિ રહે,
બહૂરી નહિં મરણ હૈ.
યોગી પડે વિયોગ,
કહે ઘર દૂર હૈ;

પાસહિ બસત હજૂર,
તુ ચઢત ખજૂર હે.
બ્રાહ્મણ દિક્ષા દેતા,
ઘર ઘર ચાલિ હે:
મૂર સજીવન પાસ,
તૂ પાહન પાલી હે.
ઐસન સાહેબ કબીર,
સલોના આપ હે;
નહિં યોગ નહિ જાપ,
પુન્ય નહિ પાપ હે.

પ્રત્યેક ઘરે દિપક બળે છે, તું અંધ છે જે જોઈ શકતો નથી. જોતાં જોતાં એક દિવસ તને દર્શન થશે કે જેથી મૃત્યુનાં બંધન તૂટી જશે. કહેવાનું, સાંભળવાનું, અને કરવાનું કાંઈ નથી. જે જીવતાં મૃત્યુને પામે છે તેને ફરી મરવાનું રહેતું નથી. યોગી, વિયોગી થઇ પડવાથી કહે છે કે તે ઘર તો બહુ દૂર છે. પાસે પરમ સ્વામી વાસ કરી રહેલો હોવા છતાં ખજૂરનાં ઝાડ ઉપર ચઢી રહ્યો છે!

ઘર ઘર પ્રવેશ કરીને બ્રાહ્મણ દિક્ષા દઈ રહયો છે. જીવનની સાર વસ્તુ પાસે છે. તો પછી પાષાણ પ્રતિષ્ઠા કેમ કરી રહ્યો છે. કબીર કહે છે "પ્રભુ એવો આનંદસ્વરૂપ છે કે તે સમજાવાય નહિ તેની

પાસે યોગ નથી, જપ નથી, તેમ પાપ અને પુણ્ય પણ નથી.

૬

જીવત મુક્ત સોઈ મુકતા હો
જબ લગ જીવન મુકતા નહિં
તબલગ સુખદુખ ભૂગતા હો.

તીરથવાસી હોય ન મુક્તા
મુક્તિ ન ધરણી સોઇ હો.

ભ્રમ અતિત બન્ધન તેં છૂટે
જહાં ઇચ્છા તહાં જાઇ હો.

વિના અતીત સદા બન્ધનમેં
કિતહૂં ન જાને ન પાઈ હો.

આ જીવનમાં જે મુક્તિ અનુભવે તેજ વાસ્તવિક મુક્ત કહી શકાય. જ્યાં સુધી જીવનમુકત થઈ શકતો નથી ત્યાં સુધી સુખદુઃખ ભોગવવાં પડે છે. તીર્થમાં નિવાસ કરવાથી મુક્તિ મળી શકતી નથી તેમ જમીન ઉપર સુવાથી પણ મુકતી મળતી નથી. ભ્રમથી અતિત થતાં બન્ધન મુકત થઈ શકાય છે. અને ત્યારેજ જ્યાં ઈચ્છા થાય ત્યાં પહોંચી શકાય છે. જે ભ્રમમાં પડે છે તે સદા બન્ધનમાં રહે છે. ક્યાંયે તે જઈ શકતો નથી.

૭

અન ગઢિયા દેવા,
　　　કોન કરે તેરી સેવા;
ગઢે દેવકો સબ કોઇ પૂજે,
　　　નિત હિ લાવે સેવા.
પૂરણ બ્રહ્મ અખન્ડિત સ્વામી,
　　　તાકો ન જાને ભેદા;
દશ અવતાર નિરંજન કહિએ,
　　　સો અપના ના હોઈ.
યહ તો અપની કરણી ભોગે,
　　　કર્તા ઓર હિ કોઇ.
ભોગી, જતી, તપી, સન્યાસી,
　　　આપ આપમેં લડિયા:
કહે કબીર સૂનો ભાઇ સાધો,
　　　રાગ લખે સો તરિયા.

જે દેવની પ્રતિષ્ઠા થઈ શકતી નથી તેની કોણ સેવા કરે ? જે દેવની પ્રતિષ્ઠા કરવામાં આવે તેની નિત સેવા કરી પૂજવામાં આવે છે. જે પૂરણ બ્રહ્મ, અખન્ડિત, પરમેશ્વર છે તેની ખોજ કોઇ કરતું નથી. દશ અવતાર નિરંજન બ્રહ્મ છે. પરન્તુ અવતાર કહી પરમાત્મા કહી શકાય નહિ, કારણ અવતાર તો

પોતાના કર્મફલનો ભોગતા હોય છે. અને કર્તા તો સ્વતંત્ર રહે છે.

યોગી, જતી, તપસ્વી, સન્યાસી, એ બધા વિતંડાવાદ કરે છે. કબીર કહે છે "સાંભળ ભાઈ જે આનંદરસને પામે છે તેજ તરી જાય છે."

૮

સાધો સો સતગુરૂ મોહી ભાવે,
સત્પ્રેમકા ભર ભર પ્યાલા
આપ પીવે મોહિ પીલાવે.
પરદા દૂર કરે આંખિન કા
બ્રહ્મ દરશન દિખલાવે,
જીસ દરશનસે સબ લોક દરશે;
અનહદ શબ્દ સુનાવે.
એકહિ સબ સુખ દુઃખ દિખાવે,
શબ્દમેં સુરત સમાવે.
કહે કબીર તાકો ભય નહિ,
નિર્ભય પદ પર સાવે.

હે સાધુ ! જે સતગુરૂ સત્ય પ્રેમનો પ્યાલો પોતે પીયે છે અને પાય છે તે સતગુરૂ મને ગમે છે.

જે આવરણ દૂર કરાવી પરબ્રહ્મનાં દર્શન કરાવે છે તે દર્શન કરાવ્યા પછી સર્વ લોકનાં દર્શન થઈ શકે છે. અને અસીમ સંગીત સંભળાય છે. તે

સમસ્ત સુખદુ:ખને એકરૂપ કરી બતાવે છે અને શબ્દમાં એકતાન કરાવે છે. કબીર કહે "(જે એવા ગુરૂને મેળવી શકે છે) તેને ભય હોતો નથી અને તે અભયસ્થાનને પામી શકે છે.

૯

કબીર ફકિરી અજબ હે
જો ગુરૂ મીલે ફકીર,
સંશય શોક નિવાર કે;
નિરમલ કરે શરીર.

તે ફકિરી અજબ છે કે જો ફકીર ગુરૂ મળી જાય તે સંશય, શોક વગેરેને મટાડી શરીરને નિર્મલ કરે છે.

૧૦

તિંવિર સાંજકા ગહિરા આવે,
છાવે પ્રેમ મન તનમે;
પશ્ચિમ દિસકી ખીડકી ખોલો,
ડૂબહુ પ્રેમ ગગનમેં.
ચેત–કંવલ–દલ રસ પીયે રે,
લહર લેહ યા તનમેં.
શંખ ઘન્ટ સરનાઇ બાજે,
શોભા સિદ્ધ મહલમેં.
કહે કબીર સુનો ભાઇ સાધો,
અમર સાહેબ લખ ઘટમેં.

સંધ્યાનો અંધકાર ગંભીર રીતે આવી રહ્યો છે. અંધકાર શરીર અને મનને ઘેરી રહયો છે. પ્રિયિમ દિશામાં બારી ખુલ્લી રાખીને પ્રેમમાં નિમગ્ન રહો. અને ચિત્ત કમલદલે રસપાન કરો. શરીરને તે રસાનન્દે ભરપૂર કરો. સિધ્ધ મહેલની કેવી શોભા છે કે જ્યાં શંખ ઘન્ટ શરનાઇ વગેરે વાદ્યો વાગી રહયાં છે. કબીર કહે "સાંભળ ભાઈ અંતરચક્ષુ ખોલીને જો; સ્વામી ઘટમાં વિરાજમાન થઇ રહયો છે"

## ૧૧

સતગુરૂ ચીનહો રે ભાઇ,
વેદ પુરાણુ ભાગવત ગીતા
ઇનકો સબે દ્રઢાવે.
જાકો જનમ સફલ રે પ્યારે
જો બ્રહ્મ ગુરૂ પાવે.
સતગુરૂ એક જગતમેં ગુરૂ હે,
સો ભવસે કડિહારા.
કહે કબીર જગત કે ગુરૂવા,
મર મર લે અવતારા.

હે ભાઈ સતગુરૂને ઓળખી લ્યો. બધા વેદ, પુરાણુ, ભાગવત અને ગીતાનો આશ્રય કરી રહયા છે. પરંતુ હે ભાઈ જેણે બ્રહ્મને ગુરૂ સ્વરૂપે જાણ્યો છે તેનો જન્મ સફળ થયો છે. જગતમાં તેજ એક

સાચો ગુરૂ છે કે જેણે ભવબન્ધનથી મુક્તિ અપાવી છે. કબીર કહે છે "આ સંસારના ગુરૂવા તો માત્ર વારેવારે મરે છે અને અવતાર લે છે."

૧૨

સૂની અલહદકી વાણી લો,
તાહી ચીનહ હમ ભયે વૈરાગી;
પરિહર કૂલકી કાની લો.
તબ હમ બહૂતક દિન લો અટકે,
સૂન સૂન બાત બિરાની લો.
અબકુછ સમજ પડી અન્તર ગત,
આદિ કથા પરવાણી લો.
મન ગતિ ગઇ પ્રગટ ભઈ સમગતિ,
રમ તાસોં રૂચિ માની લો.
લાલચ લોભ મોહ મમતા કી,
મિટ ગઈ ઐચાતાની લો.
ચંચલ તે મન નિશ્ચલ કિનહો,
સૂરત નિરત ઠહરાણી લો.
કહે કબીર દયા સતગુરૂ તેં,
લખી અટલ રાજધાની લો.

તે અસીમ વાણી સાંભળ્યા પછી અને અસીમનો અનુભવ કર્યાં પછી હું વૈરાગી થયો છું. સમસ્ત કુલની પરિસીમાને છોડી દીધી છે. પ્રથમ સંસારની

વિવિધ વાતો સાંભળીને ઘણા દિવસ સુધી અટકી પડયો હતો. અત્યારે આદિનું શાશ્વત જ્ઞાન અન્તરગત થવાથી કાંઈક સમજ પડવા લાગી છે. મનની કલ્પના ચાલી ગઈ છે. અને સમતા પ્રગટ થઈ છે. તેના યોગે કરીને તે તરફની રૂચી વધવા લાગી છે. લાલસા, લોભ અને મમતાનો મોહ અને ખેંચાખેંચી મટી ગઈ છે.

ચંચલતાથી મનને અચલ કર્યું છે. પ્રેમ અને વૈરાગ્યથી મનને સ્થિર બનાવી દીધું છે. કબીર કહે છે. "સત્ ગુરૂની કૃપાએ અચલ રાજધાનીનાં દર્શન થયાં છે."

## ૧૩

મેરે સાર ગુરૂ પકડી બાંહ,
　　નહિં તો મેં વહિ જાતા;
કામ ક્રોપ દોઉં તજ દઈ,
　　વિષયમેં નહિં સમાય.
કહે કબીર સુનો ભાઈ સાધો,
　　હદ તજ બેહદ જાય.

સતગુરૂએ મારો હાથ પકડયો નહિં તો આ સંસારમાં મારૂં પતન થાત. કામ અને ક્રોધ એ બન્નેનો ત્યાગ કર્યો છે. તે હવે વિષયમાં પ્રવેશ કરી શકે એમ નથી. કબીર કહે "સાંભળ ભાઈ હવે મારૂં મન સીમાને પાર કરી અસીમ દ્રષ્ટિ પામી શકયું છે."

૧૪

હરિને અપના આપ છિપાયા,
હરિને નગીજ કર દિખરાયા;
હરિને મુઝે કઠિન બિચ ઘેરી,
હરિને દુવિધા કાટી મેરી.
હરિને સુખ દુઃખ બતલાયે,
હરિને સબ છન્દ મિટાયે;
ઐસે હરિપે તન મન વારૂ,
પ્રાણહિ તજું હરિ નહિ વિસારૂં.

હરિએ પોતાને પોતાનાથી છીપાવી રાખ્યો છે, પ્રભુ પોતાને સુન્દર સ્વરૂપે દર્શન કરાવે છે. પ્રભુએ મને સંસારની કઠિનાઇમાં ઘેરી રાખી છે. અને સુખઃદુખ અનુભવાવે છે. તેજ પ્રભુ મારા બધા છન્દોથી મુક્ત કરે છે. એવા પરમકૃપાળુ પ્રભુનાં ચરણ કમલમાં તન અને મન સમર્પણ કરૂં છું. તે પરમ સુન્દર પ્રભુ માટે પ્રાણ છાંડીશ પરન્તુ તેને ભૂલીશ નહિ.

૧૫

સાંઈ રંગ લાગા સત રંગ લાગા,
મેરે મનકા સંશય ભાગા.
જબ હમ રહલી હદિલ દિવાની,
તબ પિયુ મુખહુ ન બોલે.

જબ બન્દી ભઇ ખાક બરાબર,
સાહેબ અન્તર બોલે.
સાંચે મન તેં સહેબ નેરે,
ઝૂઠે મનતેં ભાગા.
લોક લાજ કૂલકી મર્જાદા,
તોડ દિયો જસ ધાગા.
કહત કબીર સુનો ભાઇ સાધો,
ભાગ હમારા જાગા.

સ્વામીનો અને સત્યનો રંગ લાગ્યો, જેથી મનનો સંશય દૂર થયો છે. જ્યારે હું ઉન્મત્ત હતી ત્યારે તે પરમ સ્વામીની મધૂર વાણી સાંભળી શકવા ભાગ્યશાળી થઈ નહિ. જ્યારે મારો પોતાનો ધ્વંસ થયો અને સમાન થઈ ત્યારે તે પરમકૃપાળુએ દર્શન દીધાં. પ્રભુ નિષ્કપટી મનની, અતિ પાસે વાસ કરે છે—એક થઇ રહે છે, અને કપટીથી દૂર ભાગે છે. લોકલાજ અને કુળની મર્યાદા ધાગાની માફક તોડી નાંખ્યા છે. કબીર કહે "સાંભળ ભાઈ હમારૂં ભાગ્ય જાગૃત થયું છે".

૧૬

જીસસે રહનિ અપાર જગતમેં,
સો પ્રીત મુઝે પિયારા હો.
જૈસે પૂરઇન રહિ જલ ભીત્તર,
જલહિમેં કરત પસારા હો.

વાકે પાની પત્ર ન લાગે,
　　　　　ઢરકી ચલૈ જસ પારા હો.
જૈસે સતી ચઢે અગિન પર,
　　　　　પ્રેમ બચન ન હારા હો.
આપ જરે ઔરન કો જારૈ,
　　　　　રાખે પ્રેમ મર્યાદા હો.
ભવસાગર એક નદી અગમ હે,
　　　　　અહદ અગાહ ધારા હો.
કહે કબીર સુનો ભાઈ સાધો,
　　　　　વિરલે ઉતરે પારા હો.

જે જ્ઞાન-પ્રેમથી એ અપાર જગત-પાર કરી શકાય છે તે પ્રેમ મને પ્રાણથી પ્રિય છે. કમલ જેમ પાણીમાં રહી પોતાનો વિકાસ કરે છે. તેનાં પત્રને પાણી સ્પર્શ કરી શકતું નથી અને પાણીને દૂર કરી ઉપર આવે છે તેમ સત્યાનુરાગી પ્રેમ વડે જગત્‌ને પાર કરી શકે છે.

સતી અગ્નિ ઉપરથી પસાર થાય છે. છતાં સત્ય પ્રેમને ઉલંઘન કરતી નથી. પોતે બળી મરે અને બીજાને દગ્ધ કરે તથાપિ પ્રેમ મર્યાદા રાખે છે. ભવસાગર એ અગમ્ય નદી છે. અસીમ, અગાધ જેની ધારા છે. કબીર કહે "સાંભળ ભાઈ કોઈ વિરલા તેને પાર કરી શકે છે"

१७

જાર મિલે જબ જાર કહાયા,
જાતિ બરન કુલ કરમ નસાયા.
પારસ પરસે કંચન હોઈ,
લોહા વાહિ કહે ન કોઈ.
પારસકો ગુણ દેખો આઇ,
લોહા મહંગે મોલ વિકાય.
કહે કબીર યહ સાંચો ખેલ,
ફૂલ તેલ મિલ ભયો ફૂલેલ.

તે પ્રેમીનો સંગ જ્યારે પ્રાપ્ત થયો ત્યારે હું પણ પ્રેમીક થયો. જાતિ, વર્ણ, કુલ, કર્મ વગેરે સૌ દૂર ચલી ગયાં. પારસમણિના સ્પર્શથી લોઢું કાંચન થઈ જાય છે, પછી તેને લોઢું કહી શકાતું નથી. ખરેખર પારસમણિનો કેવો અદ્દભૂત ગુણ છે કે લોઢું મહામૂલ્યવાન થઈ જાય છે. કબીર કહે “ એ જ સાચનો ખેલ છે. ફૂલ અને તેલ મળવાથી ફૂલેલ થઈ જાય છે.

१८

અંખિયા લાગી રહન દો સાધો,
હિરદય પ્રીત ’સમહારા.
જબ જાલીમ સે સબ ડર મિટેંગે,
જો દિન દષ્ટિ નિહારા.

કબીર

જબ સતગુરુને કિરપા કીનહી,
લીન્હેવ આપ ઉબારા.
લખ ચૌરાસી બન્ધન છૂટે,
સદા રહે ગુરુ સંગી.
પ્રેમ પ્યાલા હરદમ પીવે,
સદા મસ્ત બૌરંગી.
જબ લગ વસ્તુ પિછાને નાહિં,
તબ લગ ઝુઠી આસા.
ઝિલમિલ જોત લખે મોર વાલમ,
ઉનમૂનિ ધરકે બાસા.
સબકો દૃષ્ટિ પડે અવિનાશી,
વિરલા સન્ત પિછાને.
કહે કબીર યહ મર્મ કીવાડી,
જો ખોલે સો જાને.

હે સાધુ, અંતરપ્રેમ જાગૃત થયો છે. મારા ચક્ષુને એકાગ્ર થવા દો. જે દિન તેની દ્રષ્ટિને પામી શકીશ તે વખતે મૃત્યુનો ભય મટી જશે. જ્યારે સત્ગુરૂની કૃપા થશે ત્યારે તે પોતેજ મને મુક્ત કરી લેશે. (ગુરૂ જ્યારે કૃપા કરે) ત્યારે ચોરાશી લક્ષ બન્ધન આપોઆપ છૂટશે. ગુરૂનો જ હરનીશ સંગ કરીશ. તે પ્રેમ પ્યાલાનું પાન કરે છે અને હરદમ

મસ્ત રહી પ્રેમઘેલો બને છે. જ્યાં સુધી સત્ય વસ્તુનો પરિચય થતો નથી ત્યાં સુધી કામના મિથ્યા છે, મારો વાલમ—પ્રિયતમ્ ઝીલમિલ પ્રકાશ વડે મારા નયન સમક્ષ પ્રગટ થાય છે અને તે ઉન્મના ઘરનો હું અધિવાસી બનું છું. બધાના માર્ગમાં તે અવિનાશી આવે છે. કોઈ વિરલા સાધક તેને જાણી શકે છે. કબીર કહે "એ મર્મનું દ્વાર જે ખોલી શકે છે તે જ તેને જાણે છે."

## ૧૯

મન મેલ ન જાય કૈસે કે ધોવે,
ગાંવ ગડહિયા મેં ગાદડ પાની,
ધોાબયા રસિયા ગુદરી પુરાની.
કહે કબીર યહ ગુદરી કે ભાગ,
મિલિ ગેલે સતગુરુ છૂટી ગેલે દાગ.

મારાં મનનો મેલ જતો નથી, કેવી રીતે તે ધોઈ શકાય જેની સમજ પડતી નથી, ગામની તલાવડીમાં ગંદુ પાણી છે, ધોબી વિષય પિપાસુ છે, અને વસ્ત્રો અત્યન્ત મેલાં અને જીર્ણ છે. કબીર કહે "તે મલીનતા અને જીર્ણતા વસ્ત્રોનાં સદ્ભાગ્ય છે કે જેથી સત્‌ગુરુની નજર તેના ઉપર તરત ઠરશે, અને બધો મેલ દૂર થઈ જશે."

## ૨૦

ગુરુદેવકે ભેદ કો જીવ જાને નહિ,
જીવ તો અપની બુદ્ધિ ઠાને;
ગુરુદેવ તો જીવકો કાઢી ભવસિન્ધુ તે,
ફેર લે સુખ કે સિન્ધ આને.
બંધ કર દૃષ્ટિકો ફેર અન્દર કરે,
ઘટકા પાટ ગુરૂદેવ ખોલે;
કહત કબીર તૂ દેખ સંસારમેં,
ગુરૂદેવ સમાન કોઈ નહિ તૌલે.

તે પરમ ગુરૂના રહસ્યને મનુષ્ય જાણુતો નથી, માણુસ પોતાની બુદ્ધિ ઉપર નિર્ભર થઇને ચાલે છે. ગુરૂદેવ પ્રથમ જીવને ભવસિન્ધુમાં નાંખી દઈને ફરીથી આનંદ સાગરમાં લાવે છે. પ્રથમ તે માણુસની દૃષ્ટિને સીમામાં આબદ્ધ કરી પછીથી અંતરની અસીમ દૃષ્ટિને ખોલે છે. કબીર કહે "આ સંસારમાં ગુરૂદેવ સમાન બીજું કોઈ નથી."



# કબીર-તત્ત્વ

## ૧

દરિયાકી લહર દરિઆવ હેજી
　　દરિયા ઔર લહરમેં ભિન્ન કોયમ્;
ઉઠે તો નીર હૈ બૈઠે તો નીર હૈ,
　　કહોજી દુસરા કિસ તરહ હોયમ્.
ઉસીકા ફેરકે નામ લહર ધરા,
　　લહરકે કહે કયા નીર ખોયમ્,
જગત હી ફેર સબ જગત પરબ્રહ્મમેં;
　　જ્ઞાન કર દેખ માલ ગોયમ્.

નદી અને તરંગ એક જ છે, નદી અને તરંગમાં પાર્થક્ય ક્યાં છે? તરંગ ઉઠે અને બેસી જાય તે વખતે જલ તે જલ જ હોય છે. જુદું કેવી રીતે હોઈ શકે? તેને તરંગ નામ આપવામાં આવ્યું છે, તેથી શું નામ માત્રથી પાણી બદલાઈ જાય છે. (અજ્ઞાનથી) જગતની માળા ફરી રહી છે. પરબ્રહ્મમાં—જગત ઉપર આ જગત માળા ફરી રહી છે. જ્ઞાન-ચક્ષુ ખુલવાથી એ સઘળું જાણી શકાય છે.

૨

જહાં ખેલત વસન્ત ઋતુરાજ
જહાં અનહદ બાજા બજે બાજ.
ચહું દિસ જ્યોતિકો વહે ધાર,
વિરલાજન કોઈ ઉતરે પાર.
કોટી કૃષ્ણ જહાં જોડે હાથ,
કોટી વિષ્ણુ જહાં નવૈં માથ.
કોટીન બ્રહ્મા પઢેં પુરાણ,
કોટી મહેશ જહાં ધરે ધ્યાન.
કોટી સરસ્વતી ધરે રાગ,
કોટી ઇન્દ્ર જહાં ગગન લાગ.
સૂર ગન્ધર્વ મૂનિ ગનેં ન જાય,
જહાં સાહેબ પ્રગટે આપોઆપ.
ચૌવા ચન્દન ઔર અબીર,
પુષ્પ બાસ રસ રહ્યો ગંભીર.

જ્યાં ઋતુરાજ વસંત વિહાર કરે છે, ત્યાં અસીમ વાદ્ય આપોઆપ વગી રહ્યાં છે, ચારે દિશાએ પ્રકાશની ધારા પસરી રહી છે; કોઈ વિરલા સાધક કવચિત્ તેની પાર ઉતરી શકે છે. ત્યાં કોટી કૃષ્ણ હાથ જોડી પ્રાર્થના કરી રહ્યા છે વળી કોટી વિષ્ણુ શીર ઝૂકાવી રહ્યા છે, કરોડો બ્રહ્મા ત્યાં પુરાણ વાંચે

છે, કોટી મહાદેવ ધ્યાન ધરે છે, કોટી ઇન્દ્ર ગગનમાં સ્થિર થઈ રહ્યા છે. દેવો, ગન્ધર્વ અને મૂનિ એ સૌ ત્યાં અસંખ્ય છે. કોટી સરસ્વતી રાગ મીલાવી રહી છે. સ્વામી તે જગ્યાએ આપોઆપ પ્રગટ થઈ રહ્યો છે. ચૂવા, ચન્દન, કુસુમ, પુષ્પવાસ ગભીરભાવે ત્યાં સુગંધિત થઈ રહ્યાં છે.

૩

## હિંડોળો

જહાં ચેત અચેત ખંભ દોઉ,
મન રચ્યો હે હિંડોળ;
તહાં ઝૂલે જીવ જહાન,
જહાં કતહૂં નહિ થિર ઠોર.
ઔર ચંદ, સૂર દોઉ ઝૂલે,
નહિં પાવે અંત;
ચૌરાસી લક્ષ જીવ ઝૂલે,
ઝૂલે રવિ શશિ ધાય.
કોટીન કલ્પ યુગ બીતિયા,
આને ન કબહૂં હાય.
ધરણી આકાશહૂ દોઉ ઝૂલે,
ઝૂલે પવનહૂ નીર;
ધરિ દેહ હરિ આપહૂ ઝૂલે;
જો લખહી દાસ કબીર.

જ્યાં ચેતન અચેતનના બે સ્થંભ છે, અને મનનો હિંડોળો રચ્યો છે તે હિંડોળા ઉપર જીવ અને જગત્ બંને ઝુલી રહ્યા છે. કોઈથી તે ઝુલન અટકી શકે એમ નથી. ચન્દ્ર અને સૂર્ય બન્ને હિંડોળા ઉપર ઝુલી રહ્યા છે. તેનો અન્ત આવતો નથી. ચોરાશી લક્ષ જીવો અને રવિ, શશી દોડીને ત્યાં ઝુલી રહયા છે. કોટી કલ્પયુગ ચાલી ગયા તો પણ તેનો અંત આવી વ્યર્થતા દેખાતી નથી. ધરણી, આકાશ બન્ને ઝુલી રહયાં છે. પવન અને પાણી પણ ઝુલે છે. શરીર ધારણ કરીને હરિ પોતે પણ તે ઝુલને ઝુલી રહયા છે કબીરે તેનાં દર્શન કર્યાં છે.

## ૪

## હિંડોળો

ગ્રહ ચન્દ્ર તપન જોત બરત હે,
સૂરત રાગ નિરત તાર બાજે;
નાબતિયાં ઘૂરત હે રૈન દિન સુન્નમેં,
કહે કબીર પીઉ ગગન ગાજે.

ક્ષણ ઔર પલકકી આરતી કૌનસી,
રૈન દિન આરતી વિશ્વ ગાવે;
ઘૂરત નિસ્સાન તહાં ગૈવકી ઝાલરા,
ગૈવકી ઘન્ટકા નાદ આવે.

કહે કબીર તહાં રૈન દિન આરતી,
જગતકે તખત પર જગત સંઇ.

કર્મ ઔર ભર્મ સંસાર સબ કરત હૈ,
પિયુકી પરખ કોઇ પ્રેમી જાણે;

સૂરત ઔર નિરત ધાર મનમેં પકડકર,
ગંગ ઔર જમન કે ઘાટ આને.

નીર નિર્મલ તહાં રૈન દિન ઝરત હૈ,
જન્મ ઔર મરણુ તબ અન્ત પાઇ;

દેખ વે।જૂદમેં અજબ વિસરામ હે,
હોય મોજૂદ તો સહી પાવે.

સૂરતકી ડોર સૂખ સિંધકા ઝૂલના,
ઘોરકી સોર તહાં નાદ ગાવે;

નીર બિન કમલ તહાં દેખ અતિ ફૂલિયા,
કહે કબિર મનં ભ્રમર છાવે.

ચક્ર કે બીચમે કમલ અતિ ફૂલિયા,
ત.સૂકા સુખ કોઈ સન્ત જાને;

શબ્દકી ઘોર ચહૂ ઓર હોત હે,
અસીમ સમુદ્ર કી સુખ માને.

કહે કબીર યું ડૂબ સુખ સિન્ધમેં,
જનમ ઓર મરણુકા ભર્મ ભાગે.

પંચકી પ્યાસ તહાં દેખ પૂરી ભઈ,
 તીનકી તાપ તહાં લગે નાહિં;
કહે કબીર યહ અગમકા ખેલ હે,
 ગેવકા ચાંદના દેખ માહી.

જનમ મરણુ જહાં તારી પરત હૈ,
 હોત આનંદ તહાં ગગન ગાજે;
ઉઠત ઝનકાર તહાં નાદ અનહદ ધૂરે,
 ત્રિલોક મહલકે પ્રેમ બાજે.
ચન્દ્ર તપન કોટી દીપ બરત હે,
 તૂર બાજે તહાં સન્ત ઝૂલે;
પ્યાર ઝનકાર તહાં નૂર બરસત રહે
 રસ પીવે તહાં ભક્ત ભૂલે.

જનમ મરણુ બીચ દેખ અન્તર નાહિ,
 દક્ષ ઔર વામ યું એક આહી;
કહે કબીર યા સેન ગુંગા તઈ,
 વેદ કિતાબકી ગમ નાહિ.
અધરે આસન કિયા અગમ પ્યાલા પીયા,
 જોગકી મૂલ ગહ જુકિત પાઈ;
પન્થ બિન જાય ચલ સહર બેગમપૂરે,
 દયા જગદેવકી સહજ આઈ.

ધ્યાન ધર દેખીયા નૈન બિન પેખીયા,
અગમ અગાધ સબ કહત ગાઈ;
શહર બેગમપૂરા ગમ કો ના લહે,
હોય બેગમ જો ગમ પાવે.
ગુનાકી ગમ ના અજબ વિસરામ હે,
સૈન જો લખે સોઈ સૈન ગાવે.
મૂક બાની તિકો સ્વાદ કૈસે કહે,
સ્વાદ પાવે સોઇ સુખ માને;
કહે કબીર યા સૈન ગુંગા તઇ,
હોય ગુંગા જોઇ સૈન જાને.
છકયા અવધૂત મસ્તાન માતા રહે,
જ્ઞાન વૈરાગ્ય સુધિ લીયા પૂરા;
શ્વાસ ઉચ્છવાસકા પ્રેમ પ્યાલા પીયા,
ગગન ગરજે તહાં બજે તૂરા.
બિન કર તાંતિયા નાદ ગાતા રહે.
જતન જરના લિયા સદા ખેલે;
કહે કબીર પ્રાણ પ્રાણસિન્ધમેં મિલાવે,
પરમ સૂખધામ તહાં પ્રાણમેલે.
આઠહૂ પહર મતવાલ લાગી રહે,
આઠહૂ પહરકી છાક પીવે;

આઠહૂ પહર મસ્તાન માતા રહે,
બ્રહ્મકે દેહમેં ભક્ત જીવે.
સાંચહી કહત ઔર સાંચહી ગહત હે,
કાંચ કૂં ત્યાગ કર સાંચ લાગા;
કહે કબીર યું ભક્ત નિર્ભય હૂયા,
જનમ ઓર મરણકા ભર્મ ભાગા.

ગગન ગરજે તહાં સદા પાવસ ઝરે,
હે ત ઝનકાર નિત બજત તૂરા;
ગગનકે ભવનમેં ગેવકા ચાન્દના,
ઉદય ઔર અસ્તકા નાંવ નાંહી.
દિવસ ઔર રૈન તહાં નેક નહિ પાઇયે,
પ્રેમ પ્રકાશ કે સિન્ધ માહીં.

સદા આનંદ દૂખ દ્વન્દ વ્યાપે નહિ,
પૂરણાનંદ ભરપૂર દેખા;
ભરમ ઓર ભ્રાન્તી તહાં નેક નહિ પાઇયે,
કહે કબીર રસ એક દેખા.

ખેલ બ્રહ્માંડકા પિન્ડમેં દેખીયા,
જગતકી ભરમ દૂર ભાગી;
બાહરા ભીતરા એક આકાશવત્,
ધારયામેં અધર ભરપૂર લાગી.

દેખ દીદાર મસ્તાન મેં હોય રહ્યો,
સકલ ભરપૂર હે નૂર તેરા.

જ્ઞાનકા થાલ ઔર પ્રેમ દિપક હે,
અધર આસન કિયા અગમ ડેરા;

કહે કબીર તહાં ભરમ ભાસે નહિ,
જન્મ ઔર મરણકા મિટા ફેરા.

ગ્રહ, ચન્દ્ર, અને સૂરજની જ્યોત પ્રગટી રહી છે. પ્રેમની રાગણી તથા વૈરાગ્યની તાલ તથા મહા-શૂન્ય સ્થળે દિવ રાત્રી નોબત વાગે છે. કબીર કહે છે "હે પ્રિય સખા, સમગ્ર આકાશ વીજળીની માફક પ્રકાશીત થઈ રહ્યું છે." સમગ્ર વિશ્વ રાતદિવસ ક્ષણ પલકની આરતી ગાઈ રહ્યું છે. પતાકા, ચન્દ્ર અને તપન વગેરે પ્રદિપ્ત થાય છે, ઘન્ટનો રણકાર આનંદ આપી રહયો છે. કબીર કહે. "જગતસિંહા-સન ઉપર જગતનો સ્વામી વીરાજમાન થઇ રહ્યો છે. અને રાત્રી દિવસ ત્યાં આરતી ઉતરી રહી છે."

આ બધો સંસાર કર્મ અને ભરમમાં ચાલી રહયો છે. પ્રિયતમની ઓળખ તો પ્રેમી હોય તે જ કરી શકે છે. પ્રેમ અને વૈરાગ્યની ધારા પ્રાણથી પકડે તો ગંગા અને યમુનાનો સંગમ સાધકને કરાવે છે. તે સ્થળે રાતદિવસ નિર્મળ ધારા ઝરી રહી છે. તે જન્મ અને મરણથી મુક્ત કરાવે છે.

ધ્યાનપૂર્વક જો. પરમાત્મા કેવું આનંદજનક વિશ્રામસ્થાન છે. જો તારી તૈયારી હશે તો તે પામી શકશે. આનન્દસાગર રૂપી હિંડોળો છે, કે જેને પ્રેમની દોરી બાંધેલી છે. ધન, ગભીર શબ્દ ત્યાં ઉઠી રહયો છે. પાણી વગર જ્યાં કમલ ખીલી ઉઠયું છે, કબીર કહે "મન ભ્રમર ત્યાં રસ પાન કરી રહયો છે."

વિશ્વ ચક્રના કેન્દ્રમાં કેવું આનંદ આપે એવું કમલદલ વિકસિત થયું છે. તેનો આનંદ જો કોઈ જાણી શકતું હોય તો કોઈ પ્રેમીજન જ તે આનંદને પામી શકે છે. સંગીતનો સુમધુર ધ્વની તેની ચારે બાજુ થઈ રહયો છે, મન ત્યાં અસીમ આનન્દ-સાગરમાં મહ આનંદ અનુભવી રહ્યુ છે. કબીર કહે "એ રીતે તે આનંદઅમૃતસાગરમાં રસપાન કરો, જન્મમરણની ભ્રમણા એકદમ ચાલી જાય છે."

પાંચે ઈન્દ્રિની તૃષ્ણા ત્યાં પૂરી થાય છે, ત્રણ ગુણની જ્વાલા ત્યાં લાગતી નથી, કબીર કહે "આ અગમ્ય ખેલ છે. અંતરમાં આનંદજનક ચંદનીના કિરણનાં દર્શન કરો."

જન્મ અને મરણની જ્યાં તાલ વાગી રહી છે અને જ્યાં આનંદ ગગનભેદી ગર્જનાથી ગાજી રહયો છે, અનહદ નાદનો જ્યાં ઝંકાર થાય છે, અને અસીમ સંગીત ત્યાં થઇ રહ્યું છે, કોટી ચન્દ્રની દિપમાલા જયાં પ્રગટી રહી છે, તૂરી વાગે છે અને

પ્રેમીક હિંડોળા ઉપર ત્યાં ઝુલી રહયો છે. પ્રેમ ત્યાં ઝંકૃત થાય છે, જ્યોતિની ધારા ફેલાઈ રહી છે. ભકતજન ત્યાં પોતાને ભૂલી જઈ રસપાન કરી રહયા છે, જન્મ અને મૃત્યુ એ બેમાં અન્તર નથી. ડાબી અને જમણી એ બાજુ પણ એક જ. કબીર કહે "જ્ઞાન ત્યાં નિર્વાક થઈ જાય છે, સત્ય શાસ્ત્ર અને ગ્રંથનું જ્ઞાન ત્યાં કામ આવતું નથી" અસીમમાં મેં આસન જમાવ્યું છે, અગમ્ય પ્યાલાનું પાન કર્યું છે. એ રહસ્યને સમજી યોગભૂમિમાં પ્રવીષ્ઠ થયો છું. પથ વગર અગમ્ય સ્થળે તે મહાદેવની દયાથી જઈ પહોંચ્યો છું અગમ્ય અને અગાધ જેને સૌ કોઇ કહી ગયા છે, ધ્યાન વડે (ચક્ષુ વિના) તેનાં દર્શન સાંપડયાં છે. તે માર્ગને જે પામી શકે છે તે બધા દુ:ખથી અતીત થાય છે"

તે આનંદજનક વિશ્રામભૂમિ કોઈપણ ગુણુના આશરાથી પ્રાપ્ત થઈ શકતી નથી, તે જેણે જોઈ છે તે જ્ઞાની છે. અને તેજ તેને ગાઈ શકે છે. મુકવાણીનો સ્વાદ કેવી રીતે કહી શકાય ? જે એના સ્વાદને અનુભવે છે તે આનંદ મેળવે છે, કબીર કહે "તે જાણીને મૂર્ખ જ્ઞાની બને છે અને જ્ઞાની નિર્વાક થઈ જાય છે."

વૈરાગી તેનાથી તૃપ્ત થઈ મસ્તાન બને છે. આજ સુધીનાં વૈરાગ્યજ્ઞાનને તેણે પૂર્ણ રીતે શુદ્ધ કરી દીધું

છે. શ્વાસોચ્છવાસમાં તે પ્રેમપાન કરી રહયો છે. અને ત્યાં ગગનભેદી તુર વાગી રહ્યું છે.

તંત્રી અને કર–હાથ વિના તે સૂમધૂર સંગીત થઈ રહ્યું છે. સુખ, દુઃખની નિશદિન રમત ચાલી રહી છે. કબીર કહે "યદિ પ્રાણનું પ્રાણ સિન્ધુ સાથે મિલન થાય, તો પ્રાણ પરમાનંદ ધામે જઈ શકે છે."

સાધક આઠે પ્રહર ત્યાં ઉન્મદ્ રહે છે, આઠે પ્રહર રસપાનમાં મત્ત રહી મહાઆનંદ પામે છે. ભક્ત હંમેશ પરબ્રહ્મમાં લીન રહી મદમાં મસ્ત રહે છે.

સત્ય છે તેનેજ હું કહી રહયો છું, તેમ તેનેજ ગ્રહણ કરૂં છું. કાચને છોડી સત્યને પકડયું છે. કબીર કહે "એજ રીતે કરવાથી ભકત નિસંચ બને છે, અને એથીજ જન્મમરણની ભ્રાન્તિ દૂર થાય છે."

ગગનમાં મહાગર્જના થઈ રહી છે, અમૃતધારા વૃષ્ટિ કરે છે. અને અષ્ટપ્રહર તૂરી વાગે છે ગગનભવનમાં કેવી આનંદજનક જ્યોતિ પ્રગટી રહી છે. ઉદય અને અસ્તનું ત્યાં નામનિશાન નથી, પ્રેમ જ્યોતિના પ્રકાશથી તે આનંદસાગરમાં દિવસરાત્રીને ભેદ નષ્ટ થાય છે, હંમેશાં જ્યાં આનંદ છવાઇ રહયો છે, દુઃખ અને સુખ ત્યાં હોઈ શકે નહિ. ત્યાં પૂર્ણાનંદનો અનુભવ થાય છે. ભ્રમ અને ભ્રાન્તિનો તે જગ્યાએ સ્થાન નથી. કબીર કહે છે કે તે સ્થળે રસાનંદનો ખેલ નજરોનજર જોયો છે."

આ શરીરમાં બ્રહ્માંડનો ખેલ થઈ રહયો છે, જગત્‌ની ભ્રમણા મારી પાસેથી ચાલી ગઈ છે. બહાર અને અંતર સમાન છે, સીમામાં અસીમનો પૂર્ણ ખેલ થઈ રહયો છે, તે ઉત્સવનાં દર્શન કરીને હું ચકચૂર થયો છું, તમારી જ્યોતિ આ જગતને પરિપૂર્ણ કરી રહી છે, હે જ્યોતિર્મય! જ્ઞાનની થાળ ઉપર પ્રેમદીપક બળી રહયો છે. અગમ્ય સ્થાને તંબુ તાણી અસીમમાં આસન લગાવ્યું છે, કબીર કહે "તે સ્થળે ભ્રમ જેવું કશું હોયુંજ નથી. જન્મ અને મૃત્યુની ભ્રમણા આજ મટી ગઈ છે."

## ૫

કોન કહનકો કૌન સૂનનકો,
 દૂજા કૌન જનારે;
દર્પણમેં પ્રતિબિમ્બ જ્યોં ભાસે,
 આપ ચહૂં દિસ સોઇ.
દૂવિધાં મિટે એક જબ હોવે,
 તો લખ પાવે કોઈ.
જૈસે જલતે હેમ બનત હૈ,
 હેમ ધૂમ જલ હોઈ.
તૈસે યા તત વાહૂ તતસો,
 ફીર યહ અરૂ વહ સોઈ.

જો સમજે તો ખરી કહન હૈ,
ના સમજે તો ખોટી.
કહે કબીર કોઉ પથ ત્યાગે,
તાકી મતિ હે મોટી.

કહેનાર કોણ અને સાંભળનાર કોણુ? બીજું કોણ છે? દર્પણના પ્રતિબિમ્બમાં જેમ પોતેજ હોય છે, તેમ ચારે દિશાએ તું જ છે. દ્વૈત મટીને જ્યારે ઓનું જ્ઞાન થાય છે ત્યારેજ તે મળે છે. જલમાંથી ઝાકળ બને છે, વાસ્તવિકમાં ઝાકળ અને વરાળ એ જલ છે. તેમજ એ જે છે, તે પણ એ જ છે. તે અને હું બન્ને તેજ છે, જો સમજાય તો આ જ્ઞાન સારૂં છે ન સમજાય તો એ મિથ્યા છે. કબીર કહે છે "જે બન્ને પક્ષને સમજતો નથી, અને એકાદનો ત્યાગ કરે છે, તે જાડી બુદ્ધિવાળો છે."

૬

ઓંકાર સબે કોઇ સિ જે,
રાગ સ્વરૂપી અંગ;
નિરાકાર નિર્ગુણ અવિનાશી,
કર વાહીકો સંગ.
નામ નિરંજન નૈનન મધે,
નાનારૂપ ધરંત;

નિરાકાર નિર્ગુણ અવિનાશી,
અપાર અથાહ અંગ.
મહાસુખ મગન હોઇ નાચે,
ઉપજે અંગ તરંગ;
મન ઔર તન થિર ન રહતુહે,
મહા સુખકે સંગ.
સબ ચેતન સબ આનંદ,
સબ દુઃખ ગહંત;
કહાં આદિ કહાં અન્ત આપ,
સુખ બિચ ધરંત.

ઓંકારે આ રાગસ્વરૂપી સમસ્ત સંસારની સૃષ્ટિ કરી છે. તે નિરાકાર, નિર્ગુણ, અવિનાશી છે. તેનો સદા સહવાસ કરો.

નિરંજન બ્રહ્મ દ્રષ્ટિએ દ્રષ્ટિએ વિવિધ પ્રકારનાં રૂપ ધરે છે. તે નિરાકાર, નિર્ગુણ અવિનાશી છે, તેનું અંગ, અપાર અને અગલ છે. તેજ મહાઆનંદમાં મગ્ન થઇને નૃત્ય કરે છે, અને વિવિધ રૂપો ઉપર તેનાં તરંગ ઉઠી રહયાં છે. તે મહાનન્દના સ્પર્શથી શરીર, મન વગેરે સ્થિર રહી શકતાં નથી, એટલે નૃત્ય કરી રહયાં છે. તે ચેતનમાં, આનંદમાં અને સુખદુઃખમાં સદા મગ્ન રહે છે. ક્યાંયે તેનો અંત કે આદિ નથી, બધે જ તે પોતે આનંદમય સૃષ્ટિનો વિસ્તાર કરી રહેલો છે.

૭

મધ્ય આકાશ આપ જહાં બૈઠે,
  જ્યોત શબ્દ ઉંજીયારા હો;
સેત સ્વરૂપ રાગ જહાં ફૂલે,
  સાંઈ કરત વિહારા હો.
કોટી ન સૂર ચન્દ છિપે જહાં,
  એક રોમ ઉજીયારા હો;
વહી પાર એક નગર બસત હૈ,
  બરસત અમૃત ધારા હો;
કહે કબીર સૂનો ધર્મ દાસા,
  લખો પુરુષ દરબારા હો.

આકાશ મધ્યે જ્યાં આપ પોતે બિરાજમાન થઈ રહ્યા છો ત્યાં જ્યોતિરૂપે સંગીત ઉજ્જવલ થઈ રહ્યું છે. સ્ફટિક જેવી રાગણી જ્યાં ખીલી રહી છે. ત્યાં સાહેબ વિહાર કરી રહેલા છે તેના એક રોમ જેટલા પ્રકાશથી કોટી કોટી સૂર્ય અને ચંદ્રનો પ્રકાશ છૂપઈ જાય છે. પેલે પાર એ મહા દિવ્ય ધામ છે. ત્યાં અમૃતધારા વરસી રહી છે. કબીર કહે છે, "હે ધર્મદાસ સ્વામીનાં દરબારનાં દર્શન કરો."

૮

નખ સિખ સાહેબ હે ભરપૂરા,
  સો સાહેબ કયોં કહીયે દૂરા;

સાંઈ પ્રેમ અમીરસ ભીજે,
તન, મન, ધન, સબ અર્પણ કીજે.
કહે કબીર સન્ત સુખદાઈ,
સુખ સાગર સ્થિર ઘર પાઇ.

શીખાથી પગના નખ પર્યંત તે વિરાજમાન થઈ રહેલો છે. તે પ્રભુને કેમ દૂર કરી શકાય? તે પ્રભુ અમીરસથી ભરપૂર થઈ તેને તન, મન, ધન બધું અર્પણ કરો. કબીર કહે "સાધુજન માટે એ વાત સુખદાઈ છે કે આનંદસાગરમાં સ્થાન પ્રાપ્ત કરવું.

૯

વારી જાઉં મેં સતગુરૂકે,
મેરા કીયા ભરમ સબ દૂર;
(પ્રેમ) ચંદ ચઢા કુલ આલમ દેખે,
મેં દેખુ ભ્રમ દૂર.
હૂઆ પ્રકાશ આશ ગઈ દુજી,
ઉગિયા નિરમલ નૂર;
માયા મોહ તિમિર સબ નાસા,
પાયા હાલ હજુર.
પિયા પ્યાલા સુધબુધ વિસરી,
હો ગયા ચકનાચૂર;

હૂઆ અમર મરે નહિં કબહૂ
પાયા જીવન મૂર.
બંધન કટા છૂટીયા જમસે,
કિયા દરશ મંજુર;
મમના ગઇ ભઇ ઉર સુમતા,
સુખ દુઃખ ડારા દૂર.
સમજે બને કહા નહિં આવે,
ભયે આનંદ ભરપૂર;
કહે કબીર સુનો ભાઈ સાધો,
બજીયા નિરમલ તૂર.

મારા સદ્‌ગુરૂની પરમ કૃપાથી મારા સંસારના ભ્રમ દૂર થયા છે. ખરેખર તેની બલિહારી છે. આખું જગત જોય છે કે પ્રેમચંદ્રનો ઉદય થયો છે. મને ભ્રમ દૂર થયો એમ દેખાય છે.

પ્રકાશ થવાથી દ્વૈત ભાવના નષ્ટ થઈ ગઈ અને નિર્મળ જ્યોતિ પ્રગટી રહી છે. માયા, મોહ, વગેરે અન્ધકાર નાશ પામ્યાં અને તે પરમ પુરૂષનાં દર્શન થયાં. પ્રેમપ્યાલો જ્યારથી પીધો છે ત્યારથી સુજ અને બૂજ ચાલી ગયાં છે અને પર થઈ ચૂર્ણ વિચૂર્ણ થઈ ગયો છું. હું અમર થયો છું, હવે મૃત્યુનો ભય રહયો નથી. અને જીવનના મૂળને પામ્યો છું. બંધનો બધા કાપી નાંખ્યાં છે. અને મૃત્યુથી મુકત થયો છું.

મારાં દર્શન મંજુર થયાં છે. મારી અહં બુદ્ધિ નાશ પામી, શુભ બુદ્ધિ જાગૃત થઈ છે. સુખ અને દુઃખ હવે રહયાં નથી. પરમાનંદથી ભરપૂર થયો છું. અન્તરમાં જે અદ્ભુભવ કરૂં છું તે સમજાવવા માટે અશક્ત છું. કબીર કહે " સાંભળ ભાઇ નિર્મલ તૂર વાગી રહયું છે "

## ૧૦

સતગુરૂ સોઇ દયા કર દીનહો,
તાતે અનચિનહાર મેં ચીનહો;
બિન પગ ચલના બિન પંખ ઉડના,
બીના ચંચૂકા ચૂગના;
બિના નૈનકા દેખન પેખન,
બિન સરવનકા સુનના.
ચન્દ, ન સૂર, દિવસ નહિં રજની,
તહાં સૂરત લો લાઈ;
બિના અન્ન અમૃત રસ ભોજન,
બિન જલ તૃષા બુઝાઇ.
જહાં હરષ તહાં પૂરણ સુખ હે,
યહ સુખ કાસો કહના;
કહે કબીર બલ બલ સતગુરૂકી,
ધન્ય શિષ્યકા લહના.

તે સત્‌ગુરૂએ દયા કરી જેથી કરી હું અપરિચિતનો પરિચય કરી શકયો. ચરણ વગર ચાલવું, પાંખ વિના ઉડવું, ચાંચ વિના ચૂસવું, આંખ વગર જોવું, કાન વિના સાંભળવું એ બધું તેની પાસે શીખ્યો છું. જ્યાં ચંદ્ર અને સૂરજ નથી, દિવસ અને રાત્રી નથી ત્યાં પ્રેમ અને ધ્યાન સમર્પણ કર્યાં છે. અન્ન વિના જ્યાં અમૃતરસનું પાન કરી શકાય છે તથા જળ વિના જ્યાં તૃષ્ણા મટે છે, જ્યાં હર્ષ હોય ત્યાં પૂર્ણ આનન્દ વિરાજમાન કરે છે. એ આનન્દ કોઇપણ પાસે વર્ણવી શકાય એવો નથી. કબીર કહે "તે સત્‌ગુરૂની બલિહારી છે. અને શિષ્યનાં પણ ધનભાગ્ય કે પરમ આનંદ અનુભવે છે."

## ૧૧

હે સબમેં સબહીંસે ન્યારા,
જીવ, જન્તુ, જલ, થલ, સબહીમેં.
ગીત બિયાપિત ગાવનહારા,
સબકે નિકટ દૂર સબહીંતે,
જીન જેસા મન કિનહુ બિચારા.
સાર રાગકો કો જો જન પાવે,
સો નહિ કરત નેમ આચારા.

કહે કબીર સુનો ભાઈ સાધો,
શબ્દ ગહે સો પ્યાર હમારા.

તે બધાની અંદર વ્યાપ્ત હોવા છતાં બધાથી સ્વતંત્ર છે. જીવ, જન્તુ, જલ, સ્થળ, બધાની અંદર તે પોતે વિરાજમાન થઈ ગાન કરી રહ્યો છે. બધાની તે પાસે પણ છે અને અતિ દૂર પણ છે. જે જે પ્રમાણે વિચારે છે તેને તે પ્રમાણે ઉપલબ્ધી થાય છે.

સારતત્વને જે પામી શક્યો છે તે નિયમ આચારનું પાલન કરતો નથી. કબીર કહે "સાંભળ ભાઈ જે તે પરમ આનંદ રાગણીને પામી શક્યો છે તે મને પ્રાણથી પ્રિય છે."

## ૧૨

કાયા મેરા એક અજબ વૃક્ષ હે,
સાખા પત્ર તાકી દૂનીયા;
કહે કબીર સુનો ભાઇ સાધો,
પાવે વિરલા ઠિકનીયાં.

મારી કાયા એક અજબ વૃક્ષ છે. અને આ વિશ્વ એનાં શાખાપત્ર છે. કબીર કહે "સાંભળ ભાઈ સાધુ, કોઇક જ એ રહસ્યમય ઠેકાણાને પામી શકે છે."

## ૧૩

નિરગુણ આગે સરગુણ નાચે,
બાજે સોહંગ તુરા;

ચેલાકે પાંવ ગુરૂજી લાગે,
યહી અચમ્બા પૂરા.

નિર્ગુણ આગળ સગુણ નૃત્ય કરી રહયો છે "તું અને હું" એક જ છે એવું તૂર વાગી રહ્યું છે. શિષ્ય પાસે ગુરૂ આવી ચરણવન્દન કરી રહયો છે. એ તો પરમ આશ્ચર્ય છે.

## ૧૪

સાધો ઇ મૂર્દન કે ગામ,
પીર મરે પેગમ્બર મરિગે;
મરિગે જીન્દા જોગી;
રાજા મરિગે પરજા મરિગે.
મરિગે વૈદ્ય ઔર રોગી.
ચંદૌ મરિહેં સૂરજ મરિહેં,
મરિહેં ધરણી આકાશા.
ચૌદહ ભુવન ચોધરિ મરિહેં,
ઇનિહું કે કા આશા.
ઇન્દ્ર મરિગે પવન મરિગે,
મરિગે આગન પ્યાસી.
તેંતિસ કોટી દેવતા મરિગે,
પરિગે કાલકી ફાંસી.

નામ અનામ રહે જો સદાહી,;
દૂજા તત્ ન હોય.
કહે કબીર સુનો ભાઇ સાધો,
ભટક મરે મત કોઇ.

હે ! સાધૂ આ ગામ મરેલાંઓથી વસેલું છે. પીર, પેગમ્બર, જીવતા જોગી, રાજા, પ્રજા, વૈદ્ય અને રોગી એ બધા જ મરવાના છે. ચંદ્ર, સુરજ ધરણી અને આકાશ પણ મરશે. તથા ચૌદ ભૂવનનો સમ્રાટ હશે તે પણ મરશે. એ પૈકી કોનો ભરોસો કરશો ? ઇન્દ્ર, પવન, અગ્નિ, તેત્રીસ કોટી દેવતા મરશે. એ બધા જ કાળના બન્ધનમાં ફસાએલા છે. "નામ, અનામ હૃદયમાં જે સદા વાસ કરે છે. દ્વૈત તત્વ જેનામાં નથી," કબીર કહે ;" સાંભળ ભાઈ તે કદી પણ આ સંસારમાં ભટકતો હોવા છતાં પણ મરતો નથી."

૧૫

(આ પદમાં ગોરખનાથ અને કબીર વચ્ચેના પ્રશ્ન, જવાબ છે.)

પ્રશ્ન—કબીર કબસે ભયે વૈરાગી,
તુમહરી સૂરતિ કહાંકો લાગી?
ઉત્તર—વહ્નચિત્રા કા મેલા નાહિં,
નહિં ગુરૂ નહિં ચેલા;
સકલ પસારા જીનહિન નાહીં,

જીહિ દિન પૂરૂષ અકેલા.

ગોરખ હમ તબકે અહીં વૈરાગી,
હમરી સુરત બ્રહ્મસે લાગી.

બ્રહ્મા નહિ જબ ટોપી દીનહો,
વિષ્ણુ નહિ જબ ટીકા;
શિવ શકિતકે જન્મો નાહિં,
જબે જોગ હમ શીખા.

કાશીમેં હમ પ્રગટ ભયે હૈ,
પ ર મા નં દ ચે તા યે;
પ્યાસ અહદકી સાથ હમ લાયે,
મિલન કરનકો આયે.

સહજે સહજે મેલા હોવેગો,
જાગી ભકિત ઉતંગા;
કહે કબીર સુનો હો ગોરખ,
ચલો ગીત કે સંગા.

ગોરખ કબીરને પૂછે છે કે હે કબીર! તમારો આ સન્યાસ ક્યારથી શરૂ થયો છે? અને તમને કોની સાથે પ્રેમ બંધાયો છે? કબીર કહે છે, આ વિશ્વની વિચિત્રરૂપી લીલા જ્યારે શરૂ થઇ ન હતી, જ્યારે કોઈ ગુરૂ કે શિષ્ય હતા નહિ, અને જ્યારે આ વિશ્વરચનાની શરૂઆત પણ નહતી જ્યારે તે

પુરૂષ માત્ર એકલો જ હતો, હે ગોરખ! તે દિવસથી હું સન્યાસી થયો છું. અને મારો પ્રેમ પરબ્રહ્મમાં સ્થિત થયો છે.

બ્રહ્માએ મુકુટ ધારણ કર્યો ન હતો, વિષ્ણુએ રાજ ટીકા ધારણ કરી ન હતી અને શિવશકિતનો જન્મ પણ નહતો તે વખતથી મેં યોગશિક્ષા પ્રાપ્ત કરી છે. કાશીમાં હું પ્રકાશિત થયો છું અને પરમાનંદ પામ્યો છું. અસીમ તૃષા સાથે લાવ્યો છું. અને મિલન માટે હું આવ્યો છું. જ્યારે તે ઉત્કટ ભક્તિ જાગૃત થશે, સહજનો તે સહજ સાથે યોગ થશે. કબીર કહે "હે ગોરખ! સાંભળો, ચાલો તે મહા સંગીતની તાલે તાલે."

## ૧૬

સાહેબ હમમેં સાહેબ તુમમેં,
જૈસે પ્રાણા બીજમેં;

મત કર બંદા ગુમાન દીલમેં,
ખોજ દેખલે તનમેં.

કોટી સૂરજ જહાં કરતે ઝીલમીલ,
નીલ સિંધ સોહે ગગનમેં;

સબ તાપ મિટ જાય દેહીકે,
નિર્મલ હોઈ બેઠો જગમેં.

અનહદ ઘંટા બજે મૃદંગા,
તનસુખ લેહિ પિયારમેં;
બિન પાની જહાં લાગી વરષા,
મોતી દેખ નદીનમેં.
એક પ્રેમ બ્રહ્માંડ છાય રહ્યો હે,
સમજે વિરલા પૂરા:
અન્ધા ભેદી કહા સમજેગો,
જ્ઞાનકે ઘર હે દૂરા.
બડે ભાગ અલમસ્ત રંગમેં,
કબિરા બોલે ઘટમેં;
હંસ ઉબારન દુઃખ નિવારન,
આવાગમન મિટે છિનમેં.

સાહેબ તમારા, અમારામાં બધે પસરી રહયા છે, જેમ પ્રાણ બધા જીવોમાં વ્યાપ્ત છે. હે સેવક ! મનમેં કદી ગુમાન કરીશ નહિ, પોતાની અંદર તેને શોધ સાધના કર. કરોડો સૂર્ય જ્યાં જ્યોતિ પ્રગટાવી રહ્યા છે અને નીલ સિન્ધુ ગગનમાં શોભાયમાન થઈ રહયો છે. નિર્મલ થઇ જગતમાં બેસવાથી દેહીના બધાં પાપ મટી જાય છે.

અસીમ મૃદંગ અને ઘંટાનાદ થાય છે, તે પ્રેમમાં શરીરનો આનંદ ગ્રહણ કરો. વગર જલે જ્યાં વર્ષા વરસી રહી છે અને નદીમાં જ્યોતની ધારા વહી રહી છે.

[illegible] પ્રેમ [illegible] બ્રહ્માંડને છાઈ રહ્યો છે. કોક વિરલા તેને ક્વચિત સમજી શકે છે. ભેદ બુદ્ધિદ્વારા જે સમજવા પ્રયત્ન કરે છે, તે અન્ધ ક્યાંથી સમજી શકશે ? કારણ જ્ઞાન ભંડાર તેનાથી બહુ દૂર છે.

મહા ધનભાગ્યે જે વિશ્વવ્યાપી પ્રેમ રંગથી કબીર પોતાના અંતરમાં તે સંગીત સાંભળી રહ્યો છે. તેને આત્મયુક્ત શ્રવણ કરવું, ને દુઃખ નિવારણ કરો કે તે સંગીત આવાગમન મટાડી શકે.

## ૧૭

સાંઈ મોરા બસત અગમ પૂરવા,<br>
જહાં ગમન હમાર;<br>
કહે કબીર સૂન સાઇયાં,<br>
મોરે આહિયે દેશ;<br>
જો ગયે સો બહુરે ના,<br>
કો કહત સન્દેશ.

અગમ્ય નગરમાં મારો સ્વામી નિવાસ કરે છે ત્યાં હું જવા ધારૂં છું. કબીર કહે "સાંભળ સ્વામી એવો અમારો દેશ છે કે જે તે જગ્યાએ જાય તે પાછો આવી શકે નહિ, તો કોણ કહે છે, તે પ્રદેશના સમાચાર ?"

૧૮

જાગત જોગેસર પાયા મેરે રવજું,
જાગત જોગેસર પાયા.

અલખ પૂરૂષકી અચલા વસ્તી,
જાકો શીતલ છાયા.

કહત કબીર સુનો ગોરખ યોગી,
જીવન ઢુંઢા તિન પાયા.

જાગૃત થવાથી તે યોગેશ્વરને પામ્યો છું, મારા જીવન દેવતા યોગેશ્વરને જાગૃત કરી પ્રાપ્ત કરી શકું છું, તે અલક્ષ્ય પુરૂષનું ધામ અચલ છે, અને તેની છાયા પણ શીતલ છે. કબીર કહે "હે ગોરખ! સાંભળ, જે સાધના કરે છે તે મેળવે છે."

૧૯

ચૂવત્ અમીરસ ભરત તાલ જહાં,
શબ્દ ઉડે અસમાની હો;

સરિતા ઉમડ સિન્ધુકો સોખે,
નહિ કછૂ જાત બખાની હો.

ચાંદા સૂરજ તારાગન નહિં વહાં;
નહિં વહાં રૈન બિહાની હો;

બાજે બજે સિતાર બંસરી,
વરંકાર મૃદુ બાની હો.
કોટી ઝિલમીલી જહાં વહાં ઝલકે,
બિન જલ બરસત ધારા હો.
કહે કબીર ભેદકી બાતેં,
વિરલા કોઇ પહિચાની હો.
કર પહિચાન ફેર નહિ આવે,
જનમ મરણકી ખાની હો.

જ્યાં અમૃત રસના ઝરણથી સરોવર ભરપૂર થાય છે, ત્યાં અસીમ શબ્દ સંભળાય છે. નદીનો પ્રવાહ બંધ થાય છે એટલે સિન્ધુ પણ સુકાય છે. ત્યાંની અસીમ વાણી વર્ણવી શકાય એમ નથી.

ત્યાં ચંદ્ર, સુરજ, તારાગણો, રાત્રી અને પ્રભાત પણ નથી. તે જગ્યાએ પોતાની મેળે જ વીણા, બંસરી, મૃદુ મૃદુ ઝંકારથી કોમલ સૂરથી વાગી ઉઠે છે.

કોટી પ્રભા જ્યાં ઝલમલ કરે છે, જલ વિના જ્યાં ધારા વૃષ્ટિ થઇ રહી છે. કબીર એ રહસ્યની વાણી સંભળાવે છે; કોઈક જ તે સમજી શકશે અને જે સમજશે તે જન્મ મૃત્યુથી પર થઈ જશે, જેને ત્યાંથી મત્યાવર્તન કરવાનું રહેશે નહિ.

૨૦

યા તરૂવરમેં એક પખેરૂ,
ભોગ સરગ વહ ડોલેરે;
વાકી ગંધ લખે નહિ કોઇ,
કૌન ભાવસોં બોલેરે.

દુર્મ ડાર તહાં અતિ વન છાયા,
પંછી બસેરા લેઈ રે;
આવે સાંજ ઉડી જાય સબેરા,
મરમ ન કાહુ દેઇ રે.

સો પંછી મોહીં કોઇ ન બતાવે,
જો બોલે ઘટ માંહી રે;
અબરન, બરન, રૂપ નહિ રેખા,
બેઠા પ્રેમકે છાંહી રે.

અગમ અપાર નિરન્તર બાસા,
આવત જાત ન દીસારે;
કહે કબીર સુનો ભાઇ સાધો,
રહ કુચ્છ અગમ કહાનીરે.

યા પંછી કે કોન ઠોર હે,
બુઝો પન્ડીત ગ્યાનીરે.

આ વૃક્ષ ઉપર એક પક્ષી, સંભોગના આનન્દથી નૃત્ય કરે છે, કોઇ તેને જાણી શકાતું નથી. ક્યા ભાવરસના ઉલ્લાસમાં તે ગાન કરે છે, તે કોણ સમજી શકે ? તે વૃક્ષની શાખા જ્યાં ઘનઘટાથી છાયા આપે છે તે જગ્યાએ તે પક્ષી નિવાસ કરે છે. સંધ્યા સમયે પક્ષી આવે છે અને સવાર થતાં ઉડી જાય છે. પોતાનો મર્મ કોઇને પક્ષી જણાવતું નથી. જે પક્ષી અંતરમાં સંગીત ગાઈ રહ્યું છે તેની વાત મને કોઇ કહેતું નથી, તેને વર્ણ, અવર્ણ જેવું નથી, તેમજ રૂપ પણ નથી, રેખા પણ નથી, પ્રેમ છાયામાં વાસ કરી રહ્યું છે.

અગમ, અપાર, ખુલ્લા આકાશમાં તેનું ઠેકાણું છે, કોઈ તે આવે છે કે જાય છે તે જોઈ શકતું નથી. કબીર કહે "સાંભળ ભાઈ ! એ એક અગમ્ય વાણી છે, એ પક્ષીનું રહેઠાણ કયું છે તે જ્ઞાની પંડિત, તમે સમજી લ્યો."



# કબીર-પ્રેમ

૧

ઋતુ ફાગુન નિયરાની,
કોઈ પિયાસે મિલાવે;
પિયાકો રુપ કહાં લગ બરનુ,
રુપહી માંહી સમાની.
જો રંગ રંગે સકલ છબી છાય,
તન મન સભી ભૂલાની;
યોં મત જાને યહિ રે ફાગ હે,
યહ કુચ્છ અકથ કહાની.
કહે કબીર સૂનો ભાઈ સાધો,
યહ ગત વિરલે જાની.

વસન્ત ઋતુ અતિ પાસે આવી રહી છે. મને કોઈ પ્રિયતમ સાથે મિલન કરાવશે ? પ્રિયતમના રૂપનું શું વર્ણન કરૂં, બધા રૂપોમાં તે રૂપ સમાઈ જાય છે. વિશ્વની બધી છબિઓ તે રંગથી વિભૂષિત છે. તન,

મન બધું જ તે શોભામાં ભૂલી જવાય છે. તેની પાસે વસન્તના ખેલ–લીલા થઇ રહ્યાં છે. એ અકથ્ય કહાણી છે. કબીર કહે "સાંભળ ભાઈ! ઘણા થોડા જ માણસો એ સન્ધાન મેળવી શકે છે."

૨

પિયા મેરા જાગે
મે કૈસે સોઈરી,
રાત દિવસ હમકો બોલાવે
મેં ન સૂની રચ રહી સંગ જારરી.
કહે કબીર સુનો સખી સયાની;
બિન પ્રેમ પ્રિયા મિલે ન મિલાનીરી.

મારા પ્રિયતમ જાગે છે, હું કેમ સુઈ શકું? રાત્રિ, દિવસ તે મને બોલાવે છે, છતાં તે હું સાંભળતી નથી અને અસતીની માફક બીજાનો સંગ કરી રહી છું, કબીર કહે "હે ચતુર સખી! સાંભળ પ્રેમ વિના તે પ્રિયતમનું મિલન સાંપડશે નહિ."

૩

નિશિ દિન સાલે ધાવ,
નીંદ આવે નાહિં;
પિયા મિલનકી આસ,
નેહર ભાવે નહિ.

ખૂલ ગયે ગગન કિંવાડ,
મન્દિર ઉજીયાર ભયો;
ભયો હે પુરુષસે ભેટ,
તન મન બાર દયો.

રાત્રિ દિવસ તે ઘા વ્યથા કરે છે, નિદ્રા આવતી નથી, પ્રિયતમની સાથે મળવા વ્યાકુલ થઈ રહી છું. પિતાનું ઘર ગમતું નથી. ગગન દ્વાર ખુલ્લાં થયાં અને મન્દિરમાં પ્રકાશ પડયો. જેથી કરી સ્વામી સાથે મિલન થયું. શરીર મન વગેરે સર્વ સમર્પણ કરી દીધાં.

૪

પિયા ઘટ પ્રિયાકો રિઝાઓ રે,
નૈનન બાદરકી ઝર લાઓ;
સ્યામ ઘટા ઉર છાઓ રે.
આવત આવત શ્રુતકી રાહ પર,
ફિકર પ્રિયાકો સુનાઓ રે;
કહત કબીર સુનો ભાઈ સાધુ,
પ્રિયાકો ધ્યાન ચિત્ત લાવોરે.

પ્રિયતમના પાત્ર વડે પ્રિયતમને રીઝવો, તૃપ્ત કરો. નયનમાં વર્ષાની ધારા આવવા દો. સ્યામ ઘટા

વડ ચિત્તને આચ્છાદિત કરો, અને પ્રિયતમના કાનની પાસે જઈ જઈ તમારી અંતર વેદના પ્રિયતમને સંભળાવો. કબીર કહે "હે ભાઇ સાંભળ ! પ્રિતમનું ધ્યાન ચિત્ત ઉપર સ્થિર કરો."

૫

હમ તો હે ઈશ્ક મસ્તાના,
　　હમકો હોશિયારી કયા.
રહેં આઝાદ યા જગમેં,
　　હમકો ચેન બેચેન કયા.
જો બિછુડે હેં પિયારેસે,
　　ભટકતે દર બદર ફિરતે.
હમારા યાર હે હમમેં,
　　હમકો ઈન્તેજારી કયા.
ન પલ બિછૂડે પ્રિયા હમસે,
　　ન હમ બિછૂડે પિયારેસે.
ઉનહીસે નેહ લાગી હે,
　　હમકો બેકરારી કયા.
કબીરા ઈશ્કકા માતા,
　　દરકો દૂર કર દિલસે.
જો ચલના રાહ નાજૂક હે,
　　હમન શર બોજ ભારી કયા.

હું તો પ્રેમમાં પાગલ થયો છું. મારે હવે સાવધાન અને અસાવધાન શું? પ્રિયતમથી જે દૂર છે તે દ્વારે દ્વારે ભટકતો ફરે છે. મારો પ્રિયતમ મારા અંતરમાં વિરાજમાન થઈ રહ્યો છે પછી હવે મારે બીજી ઈન્તેજારી શી?

પ્રિયતમ એક પલ પણ મારાથી છૂટો પડતો નથી, તેમ હું પણ છૂટી પડતી નથી. તેની સાથે પ્રેમ બંધાયો છે. હવે મારે અશાન્તિ જેવું શું હોય? ભલે જવાનો માર્ગ હોય કે ન હોય, શરીર ગમે તેવું હોય, અને શિર પર વજન પણ ગમે તેટલું ભારે હોય, પરન્તુ કબીર કહે જ્યારે તમો તેના પ્રેમમાં મત થયા છો તો ચિત્તમાંથી સઘળા ભયને દૂર કરો અને માર્ગે પડો.

૬

નાચુરે મેરો મન મત હોય,
પ્રેમકો રાગ બજાય રેન દિન;
શબ્દ સુને સબ કોઈ.
રાહુ કેતુ નવગ્રહ નાચે,
જમ જન્મ આનન્દ હોઈ;
ગિરિ સમુદ્ર ધરતી નાચે,
લોક નાચે હસ હોય.
છાપા તિલક લગાય બાંસ ચઢ,
હો રહા જગસે ન્યારા;

સહસ કલા કર મન મેરા નાચે,
રીઝે સરજનહારા.

હે મન પ્રેમમાં મસ્ત બનીને નૃત્ય કર, પ્રેમ રાગણી દિનરાત વાગી રહી છે, જે સૌ કોઇ સાંભળે. રાહુ, કેતુ નવગ્રહ, અને જન્મ, મૃત્યુ આનન્દમાં મત થઈ નાચે છે. ગિરિ, સમુદ્ર, ધરણી અને બીજા લોકો. હાસ્ય અને દુઃખે નાચી રહ્યાં છે.

છાપા તિલક લગાવી અહંકારમાં ચકચૂર થઈને જગતથી શા માટે જુદો પડી રહયો છે? એવા જુદા-પણાંનો ઢોંગ શા માટે કરે છે? જો વિશ્વની સહસ્ત્ર-કળામાં મારૂં મન નૃત્ય કરી રહ્યું છે. આ વિશ્વનો સરજનહાર તેથી જ રીઝે છે.

૭

મન મસ્ત હૂઆ તબ ક્યોં બોલે,
હીરા પાયો ગાંઠ ગઠિયાયો,
બાર બાર વાકો ક્યોં ખોલે.
હલકી થી તબ ચઢી તરાજુ,
પૂરી ભઈ તબ ક્યોં તોલે.
સુરત કલ રી ભઇ મતવારી,
મદવા પી ગઈ બિન તોલે.
હંસા પાયે માનસ સરોવર,
તાલ તલૈયા ક્યોં ડોલે.

તેરા સાહેબ હૈ ઘટ માંહી.
બાહર નૈના ક્યોં ખોલે.
કહે કબીર સુનો ભાઈ સાધો,
સાહેબ મિલ ગયે તિલ ઓલે.

મન પ્રેમથી ભરપૂર થયું છે, તો પછી વાણીનું પ્રયોજન શું રહ્યું? હીરો મળ્યો છે, વારે વારે ખોલાવાની શી જરૂર? જ્યારે હલકો હતી ત્યારે ત્રાજવામાં વજન કર્યું હવે જ્યારે પૂર્ણ થઈ છે ત્યારે તોલવાની આવશ્યકતા શેની હોય? પ્રેમ આનંદે મસ્ત થઈ છે અને અપરિમિત મદિરાપાન કર્યું છે. હંસ, માનસ સરોવર પ્રાપ્ત કર્યું છે પછી ગંદી તલાવડી શા માટે ડોળે છે? તમારો સ્વામી અંતરમાં રહેલો છે. બહાર આંખો ફોડવાથી શું વળશે? કબીર કહે "સાંભળ ભાઈ મારો સ્વામી એકાગ્ર થતાં જ મળી ગયો છે."

૮

કૈસે જીવેગી વિરહની પિયા બિન,
કીજે કૌન ઉપાય;
દિવસે ન ભૂખ રૈન નહિ સુખ હૈ,
જૈસે કલયુગં જામ.
ખેલત ફાગ છાંડ ગયો સુન્દર,
તજ ચલે ધન ઓર ધામ.

વન ખંડ જાય નામ લો લાવો,
મિલ પિયા સુખ પાય.

તડ પત મીન વિના જલ જૈસે,
દરશન લીજે ધાય.

વિના આકાર રૂપ નહિ રેખા,
કૌન મિલેગી આય.

આપન પુરુપ સમજ લે સુન્દરી,
દેખો તન નિરતાય.

શબ્દ સ્વરૂપી જીવ પિયા બુઝો,
છાંડો ભર્મકી ટેક.
કહે કબીર 'આન નહિ દુજા,
યુગ યુગ તુમ હમ એક.

હે વિરહીનિ, પ્રિયતમ વિના શી રીતે જીવશે, અને કહે વારૂ હવે શું ઉપાય કરશો ? દિવસે ભૂખ નથી રાત્રિએ સુખ નથી, નિદ્રા નથી, એક પ્રહર જાણે એક કળિયુગ જેવો જાય છે. વસન્તની પરિપૂર્ણ લીલામાં તે સુન્દર પુરૂષ તને છોડી ચાલ્યો ગયો છે. હે ! વિયોગીની, ધન, ધામ બધું છોડી તેની પાછળ જા, વન ધામમાં પહોંચી તેના નામનું ધ્યાન ધરો, જો પ્રિયતમ મળશે તો જ આનંદ પ્રાપ્ત થશે. જલ વિના મચ્છ જેમ છટફટ કરી મરે છે, તેમ તું તેના

દર્શન માટે વ્યાકુલ થઇ દોડી જા. આકાર, રૂપ, રેખા વગેરે કાંઈ નથી, કોણ આવી તારી સાથે મલી શકશે ? હે સુન્દરી ! પોતાના સ્વામીની તું બરાબર ઓળખ કર, સકલ દેહથી પર થઇ તેનાં દર્શન કરી લે. હવે પછી ભ્રમમાં પડીશ નહિ. રાગ સ્વરૂપી તે પ્રિયતમને સમજી—ઓળખી લે—કબીર કહે "બીજું કોઈ છે જ નહિ, યુગ યુગ જશે તો પણ તું અને હું એક જ છીએ."

૯

મિલના કઠિન હૈ
    કૈસે મિલુંગી પ્રીયા જાય,
સમજ સોચ પગ ધરૂં યતનસે,
    બાર બાર ડીગ જાય.
ઉંચી ગૈલ રાહ રૂપટીલી,
    પાંવ નહિ ઠહરાય.
લોક લાજ કુલકી મરજાદા,
    દેખત મન સકુચાય.
કહાંરે સાંઇ વસું પીયરમેં,
    લાજ તજી ન જાય.

પ્રિયતમ સાથે મળવું એ કઠિન છે. કેવી રીતે તેની સાથે મેળાપ થશે ? ઘણું ઘણું ચિન્તવન કરી,

વિચાર કરી, મહાયત્ને તે માર્ગે પગ ધરૂં છું છતાંય વારેવારે કમ્પારી થઈ પગ ડગમગ થયા કરે છે. ઉંચે જઈ પગ ટકાવવા પ્રયત્ન કરૂં છું તોપણ પગ ફસકી જાય છે, સ્થિર થતો નથી. લોકલાજ, કુલ મર્યાદા વગેરેથી મન સંકુચિત થયા કરે છે. મારો સ્વામી ક્યાં છે? હું કહું છું હવે મારાથી પિતૃગૃહે રહી શકાય એમ નથી તેમ લાજમર્યાદા છૂટી શકતી નથી.

૧૦

મોહી તોહી લાગી કૈસે છૂટે,
જૈસે કમલ પત્ર જલ બાસા;
  ઐસે તૂમ સાહેબ હમ દાસા.
જૈસે ચકોર તકત નિસ ચંદા,
  ઐસે તૂમ સાહેબ હમ બંદા.
મોહિ તોહિ આદિ અન્ત બન આઇ,
  અબ કૈસે લગન દુરાઇ.
કહે કબીર હમરા મન લાગા,
  જૈસે સરિતા સિંધ સમાઇ.

તમારો અને મારો જે પ્રેમ બંધાયો છે તે હવે શી રીતે છૂટે? કમલપત્ર જે પ્રમાણે જલમાં વાસ કરે છે તે પ્રમાણે તું મારો સ્વામી અને હું તારો દાસ છું—આદિથી અન્ત સુધી તારો અને મારો પ્રેમ

બંધાયો છે. હવે તે મિલનની પૂર્ણાહુતિ કેમ કરી થઈ શકે? કબીર કહે જે પ્રમાણે સરિતા સમુદ્રમાં પોતાને સમર્પણ કરી દે છે તેમ મારૂં મન–ચિત્ત તમારામાં મળી ગયું છે.”

૧૧

નારદ પ્યાર સો અન્તર નાહિ,
પ્યાર જાગે તોહિ જાગું,
પ્યાર સોવે તબ સોઉં.
જો કોઈ મેરે પ્યાર દૂખાવે,
જડા મૂલ સો ખોઉં.
જહાં મેરા પ્યાર જસ ગાવે,
તહાં કરો મેં બાસા.
પ્યાર ચલે આગે ઉઠ ધાઉં,
મોહિ પ્યારકી આસા.
બેહદ તીરથ પ્યારકે ચરનન,
કોટ ભકત સમાય.
કહે કબીર પ્રેમકી મહિમા,
પ્યાર દેત બુઝાઈ.

હે! નારદ તે પ્રિયતમ દૂર નથી. પ્રિયતમ જાગે એટલે હું જાગું છું. પ્રિયતમ શયન કરે ત્યારે હું પણ સુઈ જાઉં છું. મારા પ્રિયતમને કોઈ દુઃખીત કરે તો તે જડમૂળથી ઉખડી જાય છે. જ્યાં મારા પ્રિયતમનાં

ચરોગાન ગવાય છે ત્યાંજ હું વાસ કરૂં છું. યદિ પ્રિયતમ જો ઉઠી ચાલવા લાગે તો હું આગળ ઉઠી ચાલવા લાગું છું. પ્રિયતમ માટે મારૂં મન હમેશા વ્યાકુળ રહે છે. અસીમતીરથ મારા પ્રિયતમના ચરણમાં સમાય ગયાં છે. અને કરોડો ભક્તજનો ત્યાં નિવાસ કરે છે. કબીર કહે "પ્રેમનો મહિમા પ્રેમોલ્લાસ આપોઆપ સમજાવી દે છે."

## ૧૨

વાલમ આવો હમારે ગ્રહેરે,
તુમ બિન દુઃખીયા દેહરે.

સબ કોઈ કહે તુમાહારી નારી,
મોકો લાગત લાજ રે.

દિલસે નહિ દિલ લગાયા,
તબ લગ કૈસા સનેહ રે.

અન ન ભાવે નીંદ ન આવે,
ગૃહ વન ધરે ન ધીર રે.

કામિનકો હે વાલમ પ્યારા,
જ્યોં પ્યાસાકો નીર રે.

હે કોઇ ઐસા પર[illegible]ારી,
પિયાસોં કહે [illegible]ાય રે.

કબીર

અબ તો બેહાલ કબીર ભયે હે,
બિન દેખે જીવ જાય રે.

હે! વલ્લભ તમો મારા ઘરે પધારો, તમારા વિના મારૂં મન અને દેહ બહુ દુઃખી થાય છે. જ્યારે લોકો કહે છે કે હું તમારી નારી છું ત્યારે મને લાજ-શરમ આવે છે. જ્યાં સુધી હૃદયની સાથે હૃદય મળે નહિ ત્યાં સુધી પ્રેમ જાગૃત ક્યાંથી થાય? અન્ન ભાવતું નથી તેમ નિદ્રા આવતી નથી, ગૃહે અને વનમાં ક્યાંયે મન ધીરજ ધરતું નથી. તરસ્યા પાસે જલ જેમ પ્રિય વસ્તુ છે, તેમ કામિની પાસે વલ્લભ પ્રિય છે. એવો કોઇ પરોપકારી છે કે જે મારી હૃદય વેદના મારા વલ્લભને કહી આવે? કબીર હવે તો અધીર થયો છે, પ્રિયતમનાં દર્શન વિના પ્રાણ તરફડ કરી જાઉં જાઉં કરે છે.

## ૧૩

દુલહિની ગાવહૂ મંગલ ચાર,
હમ ઘર આયે પરમ ભરતાર.
તન રત કરી મેં મન રત કરી હે,
પંચ તત્વ તબ રાતી.
વાલમ મેરે પાહુન આયે,
મેં જોબન મેં માતી.

સરીર સરોવર તીરથ કરી હોં,
બ્રહ્મા વેદ ઉચારે.
વાલમ કે સંગ મિલન લઇ હોં,
ધન ધન ભાગ હમાર.
સૂર તેંતીસ કૌતુક આયે,
પ્રેમી સબ જગવાસી.
કહે કબીર હમ બ્યાહિ ચલે હૈ,
વાલમ એક અવિનાશી.

હે સખી! આજે આનંદ ગીત ગાઓ, મારા પરમ સ્વામી આજે મારે ઘર આવ્યા, તેના પ્રેમથી મારાં દેહ અને મન ભરપૂર થયાં છે. મારો આ પંચતત્વ દેહ તેના આગમનથી ઉજ્જવલ થયો છે. મારા વલ્લભ મારા ગૃહે અતિથિ સ્વરૂપે આવ્યા છે. હું પૂર યૌવનમાં મત થઈ છું.

શરીર સરોવરને તીર્થ કરીશ, બ્રહ્મા વેદના ઉચ્ચાર કરશે, વલ્લભ સાથે આજે મારૂં મિલન થશે, આજ મારૂં ધનભાગ્ય છે. તેત્રિશકોટી દેવતા આનંદ કૌતુકથી અહીં ઉપસ્થિત થશે. વિશ્વના બધા પ્રેમીઓ અહીં પધારશે. કબીર કહે, "તે અવિનાશી એક મારો વલ્લભ છે—હું આજ વિવાહે ચાલી રહી છું."

૧૪

શરીર મહલમેં બાજા બાજે,
હોત છતીસોં રાગ.
સૂરત સખી જહાં દેખત તમાસા,
વાલમ ખેલે ફાગ.
અપને પ્રીયા સંગ હોળી ખેલે,
લજ્જા ભય નિવાર.
સારા જગમેં હોત કૂતુહલ,
ઝરે રાગ અનુરાગ.

મારા શરીર મન્દિરમાં વાદ્યો વાગી રહ્યાં છે, છત્રી રાગો ત્યાં થઈ રહ્યા છે. મારી પ્રિયતમ સખી–પ્રિતિ આ ખેલ જોઈ રહી છે, કે જ્યાં વલ્લભ વસન્ત ખેલી રહ્યો છે.

લજ્જા ભય વગેરે છોડીને પ્રિયતમ સંગાથે હોરી ખેલી રહી છું. સમસ્ત જગતમાં આજ કૌતુહલ ઉત્પન્ન થયું છે. રાગ અનુરાગ ત્યાં પ્રગટી રહ્યા છે.

૧૫

કાયા નગર માંહેરે
સાંઇ ખેલે હોરી.

ગાવત રાગ સરસ સૂર સોહે.
અતિ આનંદ ભયોરે.
શરીર મહલમેં બાજે બાજા,
જગમગ જ્યોત ઉજીયાર.
સહજ રંગ રચ રહ્યો સકલ તન,
છૂટન નાહિ કરેરી.
અનહદ બાજે બજે મધૂર ધૂન,
બિન કરતાલ તંબૂરા.
બિન રસના જહાં રાગ છતીસે,
હોત મહાનંદ પૂરા.

એ શરીર મહેલમાં સ્વામી હોરી ખેલી રહયો છે. રાગણી સરસ રાગ કરી રહી છે, અને સૂર અતિ શોભી રહ્યા છે. જેથી આજે અતિ આનંદ થયો છે. શરીર મન્દિરમાં વાજીંત્રો વાગી રહયાં છે અને જ્યોતિ ઝગમગી રહી છે.

સમસ્ત શરીરે તે આનંદ ભરપુર થઇ રહ્યો છે. તે આનંદ કદી અવસાન પામે એમ નથી. વગર સાધને પોતાની મેળે અસીમ રાગણીનો મધુર ધ્વનિ ઉઠી રહ્યો છે. જીભ વિના છત્રીસ રાગણી થઈ રહી છે. ત્યાં પરિપૂર્ણ મહાનંદ અનુભવાય છે.

૧૬

હમારેકો ખેલે ઐસી હોરી,
પંથ નિહારત જનમ સિરાના;
પર ઘટ મિલે ન ચોરી.

શ્રવન ન સુનેવ નૈન નહિ દેખેવ,
પ્રાણ ન પ્રાણ લગાવરરી.

પ્રિયતમ મારી સાથે હોરી ખેલે છે, આ જન્મથી માર્ગ જોઈ રહી છું તોપણ ક્યાંથી ચોરી થઇ રહી છે તે માલુમ પડતું નથી, હવે હું તેને કાનથી સાંભળવા માગતી નથી, તેમ આંખથી જોવા માગતી નથી. હું પૂરેપૂરી રીતે તેનાં પ્રાણ સંગાથે મારા પ્રાણનું મિલન કરવા ઈચ્છું છું

૧૭

મેરે સહેબ આયે આજ,
ખેલન ફાગરી.

બાની વિમલ સગુન સબ બોલે.
અતિસુખ મંગલ રાગરી.

ચાચર સરસ સખા સંગ બોલે,
અનહદ બાની રાગરી.

શબ્દ સૂનત અનૂરાગ હોત હે,
ક્યા સોવે, ઉઠ જાગરી.

પાની આદર, પવન બિછૌના,
બહુત કરે સનમાનરી.

આજે મારો વલ્લભ મારી સાથે હોરી ખેલવા આવ્યો છે, અને પવિત્ર વાણી બોલે છે, મંગલ રાગ મહા આનંદ આપી રહ્યો છે. સખા સાથેના મિલનથી વસંતોત્સવે અસીમ વાણી અને રાગણી, ધ્વનિત થઈ રહી છે. એ શબ્દ સાંભળીને અનુરાગ જાગૃત થાય છે, કેમ સૂઈ રહ્યો છે? નિદ્રાને છોડી દે. જો પાણી તારો આદરસત્કાર કરે છે અને પવન બિછાનાં બિછાવે છે. એમ તારૂં બહુ સન્માન થઈ રહ્યું છે.

## ૧૮

પ્યારે હમ ઘર કાન્ત સુજાન,
ખેલે રંગ હોરી.

જનમ જનમકી મિટી હે કલ્પના,
પાયો જીવન પ્રાણરી.

બાજત તાલ, મૃદંગ, ઝાંઝ, ડફ,
અનહદ શબ્દ ગુલજારરી.

ખેલન ચલી પંથ પ્રીતમકે,
તનકી તપન સહીરી.

પ્રીતમ મીલે આપ વિસરાયો,
લાગ્યો ખેલ અપારરી.

સુખ સાગર અસ્નાન કીયો હૈ,
ફગુવા પાયો કબીર.

હે! બન્ધુ મારા ઘરે પ્રાણ-કાન્ત, મારી સાથે આજ રંગે હોરી ખેલે છે. જન્મોજન્મની કલ્પના મટી ગઈ છે, અને પ્રાણ તથા જીવન મેળવી શકી છું. મૃદંગ, તાલ, ઝંફ અને ડફ વાગી રહયાં છે. અને દશે દિશામાં અસીમ સૂર સુવાસિત થઈ રહયો છે. પ્રિયતમના માર્ગમાં આજ હોરી ખેલવા જાઉં છું, તનના બધા તાપો નાશ પામ્યા છે. પ્રીતમના મિલનથી મને પોતાને ભૂલી ગઇ છું-અપાર ખેલ થઈ રહયો છે. કબીરે આનંદસાગરમાં સ્નાન કરી વસન્તનાં દર્શન કર્યાં છે.

૧૯

કોઇ પ્રેમકી પેંગ ઝૂલાવો રે.
ભૂજકે ખંભ ઔર પ્રેમકે રસેસે,
તનમન આજ ઝૂલાવોરે.
નેનન બાદરકી ઝર લાઓ,
શ્યામ ઘટા ઉર છાઓ રે.
આવત આવત શ્રુતકી રાહ પર,
ફિકર પિયાકો સુનાઓ રે.
કહત કબીર સુનો ભાઇ સાધો,
પિયાકો ધ્યાન ચિત્ત લાઓ રે.

કોઈ મને પ્રેમના ઝુલા ઉપર ઝુલાવો. (પ્રિયતમના) બે હાથના સ્થંભ વચ્ચે પ્રેમાનંદની રસીથી મારાં તનુ અને મન ઝુલાવો, નયનમાં વર્ષાની ધારા આવવા દો, અને શ્યામ ઘટાથી હૃદયને આચ્છાદિત કરો. પ્રિયતમના કાનની પાસે મુખ લાવી પ્રેમ વ્યાકુલતાની કથા સંભળાવો. કબીર કહે કે ભાઈ! "પ્રિયતમનું ધ્યાન ચિત્તમાં સ્થિર કરો."

## ૨૦

સાધો કરતા કર્મસે ન્યારા,
આવે ન જાવે મરે નહિ જીવે;
તાકો કરો વિચારા.

આનન્દ જાકે ધરણી ગગન હૈ,
આનન્દ જાકે સકલ પસારા.

અનહદ નાદ પ્રેમ ધૂની જાકે,
સોઈ ખસમ હમારા.

હે સાધૂ! કર્તા કર્મથી સ્વતંત્ર છે. તે આવતો કે જતો નથી, મરતો કે જીવતો નથી, તેનું ચિન્તવન કરીને ઓળખી લ્યો. ધરણી અને ગગન બધે જેને આનંદ છે અને આનંદથી જેણે આ સઘળું પ્રગટ કર્યું છે. અસીમ રાગણી તેનું પ્રેમ સંગીત છે તે હમારો સ્વામી છે.

## ૨૧

પિયા મોરા મિલિયા,
મૈં હુઆ દિવાની.

સબમેં વ્યાપક સબસે ન્યારા,
સહજ અન્તરયામી.

સહજ સિંગાર પ્રેમકા આસીક,
સુરત નિરત ભર આની.

ઐસા પ્રિય હમ કબહુ ન દેખા,
સૂરત દેખ લૂભાની.

કહે કબીર મિલા ગુરૂ પૂરા,
તનકી તપન બુઝાની.

મારા પ્રિયતમનાં દર્શન થવાથી હું પ્રેમઘેલી થઈ છું. તે બધામાં વ્યાપ્ત છે અને બધાથી સ્વતંત્ર પણ છે અને અન્તર્યામી પણ છે. સહજે રસસંભોગી અને પ્રેમનો રસિક છે. પ્રેમ, વૈરાગ્ય ઉભય તેનાથી પરિપૂર્ણ છે. આવા પ્રેમીકને મેં કદી પણ જોયો નથી. તેનાં સ્વરૂપનાં દર્શન થયાં એટલે લોભાઈ છું. કબીર કહે "મને પરિપૂર્ણ એવા ગુરૂ મળ્યા કે મારા તનના ત્રિવિધ તાપ નાશ પામ્યા."

## ૨૨

કોઇ કુચ્છ કહે, કોઈ કુચ્છ કહે,
હમ અટકે હૈં જહાં અટકે હૈ.
સૂરત કમલ પર અમલ કિયા,
મહબૂબ કે પ્રેમસે મટકે હૈ.
સંસાર વિચારકો છોડ દીયા,
હમ ઇસી બાત પે સટકે હૈ.
કબીર પ્રિતમ કે ઝૂલન મેં,
જનમ મરણ છોડ લટકે હૈ.

જેવી જેની ખૂસી તે ભલે બોલે, હું જ્યાં અટકી રહી છું ત્યાંજ થોભીશ. પ્રેમ કમલમાં મારૂં મન એકાગ્ર થયું છે, અને પ્રિયતમનાં પ્રેમ કટાક્ષને મેં પ્રાપ્ત કર્યાં છે. સંસારના વિચારો છોડી દીધા છે. તેની વાણીથી હું છટકી ભાગી છું. કબીર તેના પ્રિયતમના ઝુલનમાં જન્મમરણને ભૂલી જઈ ઝુલી રહયો છે.

## ૨૩

જાગ પિયારી અબ કા સોવે,
રૈન ગઈ દિન કાહેકો ખોવે.

જીન જાગા તીન માનિક પાયા,
તૈં બૌરી સબ સોય ગંવાયા.

પ્રિય તેરે ચતૂર તૂ મૂરખ નારી,
કબહૂ ન પ્રિયકી સેજ સંવારી.

તૈં બૌરી બૌરાપન કીનહીં,
ભર યૌવન પ્રિય અપન ન ચીનહી.

જાગ દેખ પ્રિય સેજ ન તેરે,
તોહીં છાંડી ઉઠ ગયેં સબેરે.

કહે કબીર સોઈ ધૂન જાગે,
શબ્દ બાણ ઉર અન્તર લાગે.

હે પ્રિય સખિ! હવે કેમ સૂઈ રહી છે? રાત્રિ ચાલી ગઈ છે માટે જાગૃત થા, દિવસ શા માટે ગુમાવે છે? જે જાગૃત થયા છે તે માણેક પ્રાપ્ત કરી શકે છે. તું ઘોર નિદ્રામાં પડીને સઘળું ગુમાવી રહી છે, હે મૂરખ નારી, તારો પ્રિયતમ અતિ ચતૂર જ્ઞાની છે. તેં એની શય્યા કદી પણ સમારી-સજ કરી નથી. તું ગાંડી છે, તેં કેવલ ગાંડપણમાં બધું ગુમાવ્યું છે. તું યૌવનથી ભરપૂર હોવા છતાં તારા પ્રિયતમને ઓળખી શકી નહિ.

જાગીને જો પ્રિયતમ તારી શય્યામાં-પથારીમાં નથી. તને છોડીને પ્રભાત થતાં ઉઠી ચાલી ગયો છે.

કબીર કહે, "કેવલ તેજ જાગે છે કે જેનાં હૃદયે—અન્તરે શબ્દબાણ વાગે છે."

## ૨૪

સૃષ્ટી ગઈ જહાંડાય,
દૃષ્ટી કર દેખલે.

ચીનહો કરો વિચાર,
પ્રેમરૂપ કહાં વિરાજે.

કહાં પૂરૂપ કે દેશ,
કહાં બૈઠે બિલ ગાજે.

જબલગ નૈન ન દેખીયે,
તબલગ હિય ન જુડાય,

જલ બિન મીન કાન્ત બીન વિરહિની
તલફ તલફ જીય જાય.

બાઢે વિરહ વિયોગ,
રોગ કાહુ ન ચીન્હો.

ધર ધર બાટે વેદ્ય,
રોગ અધિક રચ દીન્હા.

વિરહ વિયોગ કૈસે મિટે,
કૈસે તપન બુઝાય.
વૈદ્ય મિલે જબ ઔષધી,
જીયકે ભરમ નસાય.

સૃષ્ટિ તને છેતરી ચાલી ગઈ છે. આંખ ખોલ અને જોઈ લે. તે પ્રેમ સ્વરૂપ કયાં બિરાજે છે તે વિચારીને ઓળખી લે. કયાં તે સ્વામીનું ધામ છે, કયાં બેસીને તે ઉચ્ચ સ્વરે સંગીત ગાઈ રહયો છે. વિચાર કરી તે જોઇ લે. જ્યાં સુધી તેનાં દર્શન ન થશે ત્યાં સુધી અંતરનો અગ્નિ બૂઝાશે નહિ. જલ વિના માછલીનો અને પ્રેમી વિના વિરહિનીનો છટકટ કરી પ્રાણ ચાલ્યો જાય છે. વિરહ વિયોગ રોગ વધી રહયો છે. એ કોઇ ઓળખી શકતું નથી. વૈદ્યે ઘરે ઘરે ફરીને મારો રોગ વધારી દીધો છે. એ વિરહ-વેદના કેવી રીતે દૂર થઈ શકશે? કેવી રીતે પ્રાણની જ્વાલા બુઝાઇ શકશે? ઔષધી જ્યારે એ જીવન-ભ્રમને દૂર કરશે ત્યારે જાણશું કે ખરેખર વૈદ્ય મળ્યો છે.

